| | | |
|---|---|---|
| મ્ફુપા મ્ગુમુ | કઠણ હાડકું | A hard bone. |
| કિટાબુ કીકુકુ | જૂની ચોપડી | An old book. |
| મીઝીન્ગા મીખૂબા | મોટી તોપો | Large cannons. |
| મ્ટુમ્બી (મ્હુંભી) મ્ફુપી | ટુંકી હોડી | A short canoe. |
| મીસફારા મીગેની | પરદેશી કાફલા | Foreign caravans. |
| મ્કુફુ મ્નેને | જાડી સાંકળ, જાડી કડી | A thick chain. |
| કીટી કીપીઆ | નવી ખુરસી | A new chair. |
| મ્ટોટો મ્ઝુરી | ખૂબસુરત છોકરૂં, રૂપાળું બચ્ચું | A beautiful child. |
| વીડેવુ વીરેફુ | લાંબી હડપીચીઓ,લાંબી ખાડી- | Long chins. |
| કિફુન્ગો કીઝુરી | સુંદર બુતાન, મજાનું બટન [ઓ | A beautiful button. |
| વીટાના વિડોગો | નાંની કાંસકીઓ, નાની ફણીઓ | Small combs. |
| મ્પીશી મ્વીવુ | આળસુ રસોઈઓ [ટલીના) | An idle cook. |
| વીઝીબો વીગુંમું | કઠણ બૂચો, કઠણ ઢાંકણાં, (બા- | Hard corks. |
| કિકોમ્બે કીટુપુ | ખાલી પ્યાલું | An empty cup. |
| મીલાન્ગો મીપાના | પહોળાં બારણાં | Wide doors. |
| મ્લેવી મ્ખાલી | વિક્રાળ દારૂડિઓ | A fierce drunkard. |
| કિડોલે કીનેને | જાડી આંગળ, જાડી આંગલી | A thick finger. |
| વાવુવી વાઉવીવુ | અદેખા મચ્છીમારો | Jealous fishermen. |
| મીગૂ મીટુપુ | ખુલ્લા પગ, ઉઘાડા પગ [માણસો | Bare feet. |
| વાગેની વાવીવુ | આળસુ પરદેશીઓ, આળસુ નવા | Idle foreigners. |
| મ્ચેઝો મ્ઝુરી | સુંદર ગમત, સારી રમત | A fine game. |
| વીપીની વીરેફુ | લાંબા હાથા, લાંબા દસ્તા | Long handles. |
| કિચવા કિડોગો | નાનું માથું | A small head. |
| વાચુન્ગા વાબાયા | ખરાબ ગોવાળિઆ | Bad herdsmen. |
| કિલીમાં કીખૂબા | મોટી ટેકરી, મોટી ડુંગરી | A great hill |
| કિબાન્ડા કિઝુરી | સુંદર ઝૂંપડી, સુંદર ઝૂંપડું | A fine hut. |
| મ્કાલીમાની મ્બાયા | ખરાબ સમજાવનાર | A bad interpreter. |
| વીસીવા વીખૂબા | મોટા ટાપૂઓ, મોટાં બેટડાં | Large islands. |
| કીસુ કીખાલી | પાણીદાર ચપ્પુ, તેજ છરી | A sharp knife. |
| વીફુનીકો વીઝીટો | ભારે ઢાંકણાં, વજનદાર ઢાંકણાં | Heavy covers. |
| મ્સ્ટારી મ્રેફુ | લાંબી લીટી | A long line. |
| મીડોમો મીકાવુ | સુકાયલા હોઠ, સુકાયલા ચપ | Dry lips. |
| વીઓ વીપીઆ | નવી આરસીઓ | New looking glasses. |
| કિટાન્ઝો કીરેફુ | લાંબું સરડકીયું, લાંબું સરકયું | A long loop. |
| મ્સીબા મ્ખૂબા | ભારે કમબખ્તી, મોટું કમનસીબ | A great misfortune. |
| કીનું કીપીઆ | નવી ખાંડણી, નવી ઉખળી | A new mortar. |
| મીલીમાં મીખૂબા | મોટા પહાડો, મોટા પર્વતો | Great mountains. |
| વીનવા વીપાના | પહોળાં મ્હોઢાં] | Wide mouths. |

| | | |
|---|---|---|
| વાલિઝી વાઉવીવુ | અદેખી દાઇઓ | Jealous nurses. |
| વાલિઝી વાવીવુ | આળસુ દાઇઓ | Idle nurses. |

**સૂચનાઃ**—બોધપાઠ ૧ લા, બીજા, તથા ત્રીજામાં આપેલા સર્વ વ્યાકરણના નિયમો ખૂબ યાદ રાખવાથી તથા આગળ આવી ગએલાં નામો તથા વિશેષણોના સઘળા શબ્દો તદ્દન મોઢે રાખવાથી આ અભ્યાસપાઠમાં તેમજ પાંચમા અભ્યાસપાઠમાં આપેલાં સર્વે નાંનાં વાક્યોની માફક બીજાં નવાં વાક્યો પોતાની મેળે બની શકસે એટલુંજ નહિ પણ આગળ ચાલતાં મોટાં વાક્યો બનાવવાનું કામ ઘણુંજ સહેલું થઇ પડશે.

---

# અભ્યાસપાઠ ૫ મો.

## વિશેષણોને લગતાં થોડાં વધારે વાક્યો.

## Some more Phrases containing Adjectives.

| | | |
|---|---|---|
| મ્કાટી મ્ટામુ | મીઠી રોટલી | Sweet loaf. |
| મીકાટી મીટામુ | મીઠી રોટલીઓ | Sweet loaves. |
| વીપાન્ડે વીફુપી | ટુંકા કટકા, ટુંકા કડકા | Short pieces. |
| મ્ટો મ્ગુમુ | કઠણ ઓસીકું, કઠણ તકિયો | A hard pillow. |
| મીટો મીગુમુ | કઠણ ઓસીકાં, કઠણ તકિયા | Hard pillows. |
| વીઆંઝી* વીબીચી | કાચાં રતાળુઓ | Raw sweet potatoes. |
| મ્ટુમાં †મ્પીઆ | નવો ગુલામ | A new slave. |
| વાજાકાઝી વાવીવુ | આળસુ ગોલીઓ | Idle slave women. |
| વાટવાના વાબાયા | ખરાબ ગુલામો | Bad slaves. |
| મ્કુકે મ્ઝીટો | વજનદાર ભાલો | A heavy spear. |
| મીટો મીપાના | પહોળાં ઓસીકાં, પહોળી નદીઓ | Broad pillows, broad rivers. |
| કીઆટુ કીપીઆ | નવો જોડો | A new shoe. |
| વાટુમીશી વાબાયા | ખરાબ ચાકરો, ખરાબ નોકરો | Bad servants. |
| કિવુલી કીરેફુ | લાંબો પડછાયો | A long shadow. |
| મીકેકા મીકુઉ | જૂની સાદડીઓ | Old mats. |
| કિજીકો કિડોગો | નાનો ચમચો, નાની ચમચી | A small spoon. |
| મીકીઆ મીરેફુ | લાંબી પૂછડીઓ | Long tails. |
| મીજી મીખુબા | મોટાં શેહેરો | Large towns. |
| વીલેમ્બા વીઝુરી | સુંદર પાઘડીઓ | Fine turbans. |
| વીઝીબાઓ વીરેફુ | લાંબી બંડીઓ, લાંબા બદનો | Long waistcoats. |

---

* 'વીબીચી' એ શબ્દનો ઉચ્ચાર ઘણા લોકો 'વીભીચી' કરેછે.

† 'મ્પીઆ' એ શબ્દમાં 'મ' અક્ષરનો ઉચ્ચાર ઘણોજ ટુંકો થાયછે, અને તેની પૂર્વે "ઉ" સ્વરાક્ષર હોય તેવી રીતે ફક્ત નાકમાંથી જરા આવાજ બોલાયછે, જેમકે:—"ઉમ્પીઆ."

| | | |
|---|---|---|
| મ્ટુન્ગી મ્ટુપુ | ખાલી ઘડો | An empty water-ee. |
| વીઆઝી વીપ્પૂખા વીભીચી | મોટાં કાચાં રતાળુ | Large unripe sw toes. |
| વીખાન્ડા વીન્ગાપી? | કેટલાં ઝૂંપડાં? | How many huts? |
| મીકાટી મીન્ગાપી? | કેટલી રોટલીઓ? | How many loaves |
| વાપીશી વાન્ગાપી? | કેટલા રસોઇઆ? | How many cooks? |
| મીલીમા મીન્ગાપી? | કેટલા પર્વતો? | How many mountai |
| મીજી મીન્ગાપી? | કેટલાં શેહેરો? | How many towns? |
| વીપાન્ડે વીન્ગાપી? | કેટલા કટકા, કેટલા ટુકડા? | How many pieces? |
| વીસુ વીન્ગાપી? | કેટલા ચપ્પુઓ? કેટલી છરીઓ? | How many knives? |

---

# બોધપાઠ ૪ થો.

## સંખ્યાવાચક વિશેષણ.

## Numeral Adjectives.

૧૨. સ્વાહીલી ભાષામાં સંખ્યાવાચક વિશેષણ સાદા ગુણવાચક વિશેષણની માફક વપરાયછે અને જેવી રીતે આગળ આપેલાં વિશેષણ કોઈ નામની સાથે આવતાં તેઓને ઉપસર્ગો લાગેછે તેવીજ રીતે અને તેજ ઉપસર્ગો સંખ્યાવાચક વિશેષણને પણ લાગેછે. (જૂઓ કલમ ૯ મી *a b c*).

૧૩. એ ભાષામાં સંખ્યાવાચક વિશેષણોમાંથી ફક્ત છ, સાત, નવ, તથા દસની સંખ્યા માટે વપરાતા સ્વાહીલી શબ્દો અનિયમિત ગણાયછે કારણકે તેઓને નિયમપ્રમાણે કોઈપણ ઉપસર્ગ લાગુ પડતો નથી, અને એશિવાય બાકીનાં બધાં વિશેષણને ઉપસર્ગ લાગેછે. જે નીચેનાં ઉદાહરણોથી પૂરતી રીતે સમજાશે, પણ યાદ રાખવું કે અરબિ સંખ્યાને કોઈ ઉપસર્ગ લાગતો નથી; જેમકે:—

| | | |
|---|---|---|
| મ્ટુ મોજા* | એક માણસ | One man. |
| મ્ટી મોજા | એક ઝાડ | One tree. |
| કીટુ કીમોજા | એક ચીજ | One thing. |
| મીટી મીવીલી | બે ઝાડ | Two trees. |
| વાટુ વાવીલી | બે માણસો | Two men. |
| વીટુ વીવીલી | બે ચીજો | Two things. |
| મીટી મીટાટુ | ત્રણ ઝાડ | Three trees. |
| વાટુ વાને (વાટુ વાઇને) | ચાર માણસો | Four men. |
| વીટુ વીથાનો | પાંચ ચીજો | Five things. |
| મીટી સીતા | છ ઝાડ | Six trees. |

*મોજા (એક=one) એ શબ્દ જ્યારે બીજા તથા ત્રીજા વર્ગ ("મ્ટુ" તથા "મ્ટી" વર્ગ) નાં એકવચન નામોનો ગુણ બતાવે ત્યારે તેને નિયમ પ્રમાણે "મ" ઉપસર્ગ લાગેછે. અને તેનો ખરેખરો ઉચ્ચાર "મ્મોજા" થાયછે, પણ તેમાં પેહેલો "મ" અડધો અક્ષર નહિ જેવો બોલાયછે માટે એવી રીતે શુદ્ધ ઉચ્ચાર નખવાથી કેટલાક હિંદી લોકો "મ" અક્ષરને ડબ બોલતાં વખતો વખત ખોટો ઉચ્ચાર કરેછે તેથી "મ્મોજા" ને બદલે ફક્ત "મોજા"

| | | |
|---|---|---|
| ...સબા | સાત ચીજો | Seven things. |
| ...ઠુ વાનાને | આઠ માણસો | Eight men. |
| વાલિઝી વાઉવીવુ ...ઠુ કેન્ડા<br>વાલિઝી વાવીવુ વાઠુ તિસ્સા | નવ માણસો | Nine men. |
| મીટી કુમી | દસ ઝાડ | Ten trees. |

સૂચના:—બોધપ... યાદ રાખવાથી તથા એ ભાષામાં નામની સાથે વિશેષણ તથા સંખ્યાવાચક વિશેષણ બન્ને સાથે મોઢે રાખવાથી આરે જો કોઈપણ ક્રિયાપદ સાથે ન હોય તો તેઓને વાપરવાની ઢબ નીચે પ્રમાણે ક્યોની માફક બીજા ગુજરાતી રીતથી તદન ઉલટી થઈ જાયછે; જેમકે:—

| | | |
|---|---|---|
| લતાં મોટાં વાક્યે વાઠુ વાબાયા વાવીલી | બે ખરાબ માણસો<br>(માણસો ખરાબ બે). | Two bad men. |
| મીઠી મીઝુરી મીઠાઠુ | ત્રણ સુંદર ઝાડ<br>(ઝાડ સુંદર ત્રણ). | Three fine trees. |
| કીઠુ કીઝુરી કીમોજા | એક સુંદર ચીજ<br>(ચીજ સુંદર એક). | One beautiful thing. |
| વીઠુ વીઝુરી વીથાનો | પાંચ સુંદર ચીજો<br>(ચીજો સુંદર પાંચ). | Five beautiful things. |

---

## અભ્યાસપાઠ ૬ ઠો.

### આગલા બોધપાઠમાં આપેલા નિયમોને અનુસરતાં વાક્યો.

### Phrases illustrative of the Rules in the foregoing Lesson.

| | | |
|---|---|---|
| મ્ટુમોજા | એક માણસ, એક આદમી | One man. |
| કિલેમ્બા કીમોજા | એક પાઘડી | One turban. |
| કીસુ કીમોજા | એક ચાકુ, એક છરી | One knife. |
| મ્ટી મોજા | એક ઝાડ | One tree. |
| કિફુકો કીમોજા | એક કોથળી, એક થેલી | One purse. |
| મટુમાં મોજા | એક ગુલામ | One slave |
| મ્ટો મોજા | એક તકીઆ, એક નદી | One pillow, one river. |
| મ્ટુન્ગી મોજા | એક પાણીનો ઘડો, માટલી | One water-jar. |
| મ્ટોટો મોજા | એક છોકરૂં, એક બાળક | One child. |
| વીફુન્ગો વીઠાઠુ | ત્રણ બુતાન | Three buttons. |
| મીઝીન્ગા મીધન્ને | ચાર તોપો | Four cannons. |
| મીટુમ્બી મીથાનો | પાંચ હોડીઓ | Five canoes |
| મીસફારા સીતા | છ કાફલા | Six caravans. |
| મીરુફ સબા | સાત સાંકળો | Seven chains. |

"ઉ" સ્વરાક્ષર હોય તેવા

| | | |
|---|---|---|
| વીટી વીનાને | આઠ ખુરસીઓ | Eight chairs. |
| વાટોટો કુમી | દશ છોકરાં | Ten children. |
| મ્નાઝી મ્ડોગો મોજા | એક નાનું નાળિયેરનું ઝાડ | One small cocoanut-tree. |
| વીટાના વીરેફુ વીટાટુ | ત્રણ લાંબી કાંસકીઓ | Three long combs. |
| વાપીશી વાવીવુ વાઇન્ને | ચાર આળસુ રસોઇઆ | Four idle cooks. |
| વીઝીબો વીબાયા વીથાનો | પાંચ ખરાબ બૂચ | Five bad corks. |
| વીકોમ્બે વીડોગો સીતા | છ નાની પ્યાલીઓ | Six small cups. |
| મીટેન્ડે મીખૂબા સબા | સાત મોટાં ખજૂરીનાં ઝાડ | Seven large date-trees. |
| મીલાન્ગો મીપાના તિસ્સા | નવ પહોળાં બારણાં | Nine wide doors. |
| વાઝુન્ગુ વાફુપી કુમી | દશ ઠીંગણાં સાહેબ લોકો | Ten short Europeans. |
| વાઝુન્ગુ વાફુપી વાથાનો | પાંચ ઠીંગણા સાહેબ લોકો | Five short Europeans. |
| કિડોલે કીનેને કીમોજા | એક જાડી આંગળ | One thick finger. |
| મીગૂ મીપાના મીટાટુ | ત્રણ પહોળા પગ | Three broad feet. |
| વીપીની વીરેફુ વીઇન્ને | ચાર લાંબા દસ્તા | Four long handles. |
| વીલીમાં વીખૂબા વીથાનો | પાંચ મોટી ટેકરી | Five great hills. |
| વીબાન્ડા વીપીઆ સબા | સાત નવાં ઝુંપડાં | Seven new huts. |
| વાકાલીમાની વાબાયા વાનાને | આઠ ખરાબ સમજાવનારા | Eight bad interpreters. |
| વીસુ વીખાલી કેન્ઢા | નવ પાણીદાર ચપ્પુઓ, (નવતેજ છરીઓ) | Nine sharp knives. |
| કિતાબુ કીબાયા કીમોજા | એક ખરાબ ચોપડી | One bad book. |
| વીતાબુ વીબાયા વીટાટુ | ત્રણ ખરાબ ચોપડીઓ | Three bad books. |
| વીતાબુ વીબાયા સીતા | છ ખરાબ ચોપડીઓ | Six bad books. |

# બોધપાઠ ૫ મો.

## *દર્શકસર્વનામ.

## Demonstrative Pronouns.

૧૫. **દર્શકસર્વનામ** ગુજરાતી તથા ઇંગ્રેજી ભાષામાં જેવી રીતે બધાં **નામોની** સાથે ચોક્કસ શબ્દોથી દર્શાવાયછે તેવીરીતે સ્વાહીલી ભાષામાં થતું નથી, પણ **નામોના** આઠ વર્ગ પ્રમાણે જૂદી જૂદી આઠ રીતે દર્શાવાયછે; અત્યાર સુધી આઠ વર્ગોમાંથી માત્ર ત્રણ ("કી", "મ્ડુ" તથા "મ્ટી") વર્ગ વિષે આગળ ઉદાહરણો સહિત કહી ગયા છિયે માટે આ પાઠમાં **દર્શકસર્વનામ** પણ એજ ત્રણે વર્ગનાં **નામોની** સાથે કેવી રીતે વપરાયછે તે બતાવ્યુંછે.

૧૬. **દર્શકસર્વનામ:**—આ, એ (this or these) તથા તે, પેલો, ઓલ્યો, પેલા (that or those), જ્યારે સ્વાહીલી ભાષામાં પેહેલા, બીજા, તથા ત્રીજા વર્ગનાં **નામોની** સાથે આવે ત્યારે તેઓનાં રૂપ નીચેપ્રમાણે હોયછે.

*દર્શકસર્વનામ પુરૂષવાચક સર્વનામોથી આગળ વાપરવાનું કારણ એ છે કે પુરૂષવાચક સર્વનામોમાં ઘણે ઠેકાણે તે બહુ કામ આવેછે માટે જો તે પ્રથમ વાપરીએ નહિ તો તેઓમાં આગળ ચાલતાં બહુ અડચણ પડે.

દર્શકસર્વનામ—આ, એ This or These.

| એકવચન. | | બહુવચન. | |
|---|---|---|---|
| "કી" વર્ગ—હીકી= આ, એ This. | | હીવી=આ, એઓ These. | |
| "મ્હુ" વર્ગ—હુયુ = " " " | | હાવા= " " " | |
| "મ્ટી" વર્ગ—હુઉ = " " " | | હાઈ = " " " | |

દર્શકસર્વનામ—તે, પેલો, તેઓ, પેલા.

The Pronoun—That or Those.

| | | |
|---|---|---|
| "કી" વર્ગ—કીલે = તે, પેલો, That. | વીલે= તેઓ, પેલા, Those. | |
| "મ્હુ" વર્ગ—યુલે = " " " | વાલે= " " " | |
| "મ્ટી" વર્ગ—ઉલે " " " | ઈલે= " " " | |

૧૭. એ દર્શકસર્વનામો ઘણું કરીને નામની પાછળ વપરાયછે, અને તેઓ નામોના આઠ વર્ગપ્રમાણે બદલાતા પુરૂપવાચક ઉપસર્ગો ઉપર વધારે આધાર રાખેછે,કારણ કે એ સર્વનામનાં સઘળાં રૂપમાં કી, વી, યુ, વા, ઉ (અથવા,ઊ )તથા ઇ (અથવા, ઈ) અક્ષરો સર્વ પુરૂપવાચક સર્વનામને માટે વપરાતા ઉપસર્ગો છે (કલમ ૩૧); જે દર્શકસર્વનામ આ, એ (This or These) ની સાથે પ્રત્યય તરીકે તથા તે, પેલો, પેલા (That or Those) ની સાથે ઉપસર્ગ તરીકે વપરાયછે એટલેકે પેહેલા સર્વનામનો છેલ્લો અક્ષર તે બીજા સર્વનામનો હમેશાં પેહેલો અક્ષર થાયછે ; જેમકે :—

ઉદાહરણો.

| | | | |
|---|---|---|---|
| (વર્ગ ૧લો "કી" વર્ગ) | કીતુ હીકી | આ ચીજ | This thing. |
| " | કીતુ કીલે | પેલી ચીજ | That thing. |
| " | વીતુ હીવી | આ ચીજો | These things. |
| " | વીતુ વીલે | પેલી ચીજો | Those things. |
| (વર્ગ ૨જો "મ્હુ" વર્ગ) | મ્હુ હુયુ | આ માણસ | This man. |
| " | મ્હુ યુલે | પેલો માણસ | That man. |
| " | વાતુ હાવા | આ માણસો | These men. |
| " | વાતુ વાલે | પેલા માણસો | Those men. |
| (વર્ગ ૩જો "મ્ટી" વર્ગ) | મ્ટી હુઉ | આ ઝાડ | This tree. |
| " | મ્ટી ઉલે | પેલું ઝાડ | That tree. |
| " | મીટી હીઈ | આ ઝાડો | These trees. |
| " | મીટી ઈલે | પેલાં ઝાડો | Those trees. |

૧૮. ઉપલા ઉદાહરણો ઉપરથી વાંચનારને તરતજ માલુમ પડશે કે નજીકની ચીજ બતાવનાર દર્શકસર્વનામ આ (This or These) ને માટે જે શબ્દો વપરાયછે તેઓનો પહેલો મૂળ અક્ષર હમેશાં હ હોયછે, જેની તરતજ પાછળ મૂળ સ્વર (The root vowel) એટલેકે જે સ્વર લાગુ પડતા પુરૂપવાચક પ્રત્યયમાં સમાવેલો હોય તે પ્રથમ ઉમેરી દેવો અને પછી તરતજ લાગુ પડતો પુરૂપવાચક પ્રત્યય લગાડવો; જેમકેઃ—

(વર્ગ ૧ લો, "કી" વર્ગ.)

| | | |
|---|---|---|
| કીતુ હીકી =[કીતુ (હ+ઈ+કી)] | આ ચીજ | This thing. |
| વીતુ હીવી =[વીતુ (હ+ઈ+વી)] | આ ચીજો | These things. |

(વર્ગ ૨ જો "મ્હુ" વર્ગ.)

| | | |
|---|---|---|
| મ્હુ હુયુ =[મ્હુ (હ+ઉ+યુ)] | આ માણસ | This man. |
| વાહુ હાવા=[વાહુ (હ+આ+વા)] | આ માણસો | These men. |

(વર્ગ ૩ જો "મ્ઠી" વર્ગ.)

| | | |
|---|---|---|
| મ્ઠી હુઉ =[મ્ઠી (હ+ઉ+ઉ)] | આ ઝાડ | This tree. |
| મીઠી હીઈ=[મીઠી(હ+ઈ+ઈ)] | આ ઝાડો | These trees. |

૧૯. દૂરની ચીજો બતાવનારાં દર્શકસર્વનામ તે, પેલો, પેલા (That or Those) ને માટે જે શબ્દો વપરાયછે, તેઓનો છેલ્લો અક્ષર હમેશાં લે હોયછે, અને તેની પૂર્વે ફક્ત લાગુ પડતો પુરૂષવાચક ઉપસર્ગ ઉમેરવાથી પૂરેપૂરૂં દર્શકસર્વનામ થાયછે; જેમકેઃ—

(વર્ગ ૧ લો.)

| | | |
|---|---|---|
| કીઠુ કીલે=[કીઠુ (કી+લે)] | તે, પેલી ચીજ | That thing. |
| વીઠુ વીલે=[વીઠુ (વી+લે)] | પેલી ચીજો | Those things. |

(વર્ગ ૨ જો.)

| | | |
|---|---|---|
| મ્હુ યુલે =[મ્હુ (યુ+લે)] | પેલો માણસ | That man. |
| વાહુ વાલે=[વાહુ (વા+લે)] | પેલા માણસો | Those men. |

(વર્ગ ૩ જો.)

| | | |
|---|---|---|
| મ્ઠી ઉલે =[મ્ઠી (ઉ+લે)] | પેલું ઝાડ | That tree. |
| મીઠી ઈલે=[મીઠી(ઈ+લે)] | પેલાં ઝાડો | Those trees. |

૨૦. એ સર્વનામમાં પુરૂષવાચક અક્ષરો (Personal syllables) જે ઉપસર્ગ તથા પ્રત્યય તરીકે વપરાયછે તેઓને શોધી કાઢવાની રીત;—

(*a*) જ્યારે પેહેલા "કી" વર્ગનાં નામોની સાથે દર્શકસર્વનામ આવે ત્યારે તેને એક વચનમાં **કી** તથા બહુવચનમાં **વી** પુરૂષવાચક અક્ષર લાગેછે; જેમકેઃ—

| એકવચન. | | | બહુવચન. | | |
|---|---|---|---|---|---|
| કીઠી હીકી | આ ખુરસી | This chair. | વીઠી હીવી | આ ખુરસીઓ | These chairs. |
| કીઠી કીલે | પેલી ખુરસી | That chair. | વીઠી વીલે | પેલી ખુરસીઓ | Those chairs. |

(*b*) જ્યારે બીજા "મ્હુ" વર્ગનાં નામોની સાથે દર્શકસર્વનામ આવે ત્યારે તેને એક વચનમાં યુ તથા બહુવચનમાં વા લાગેછે; જેમકેઃ—

| એકવચન. | | | બહુવચન. | | |
|---|---|---|---|---|---|
| મ્હુ હુયુ | આ માણસ | This man. | વાહુ હાવા | આ માણસો | These men. |
| મ્હુ યુલે | પેલો માણસ | That man. | વાહુ વાલે | પેલા માણસો | Those men. |

(*c*) જ્યારે દર્શકસર્વનામ ત્રીજા "મ્ઠી" વર્ગનાં નામોની સાથે આવે ત્યારે તેને એક વચનમાં ઉ તથા બહુવચનમાં ઈ લાગેછે, જેમકેઃ—

| એકવચન. | | | બહુવચન. | | |
|---|---|---|---|---|---|
| મ્કોનો હુઉ | આ હાથ | This arm. | મીકોનો હીઈ | આ હાથો | These arms. |
| મ્કોનો ઉલે | પેલો હાથ | That arm. | મીકોનો ઈલે | પેલા હાથો | Those arms. |

૨૧. "મ્હુ હુયુ" તથા "મ્હુ યુલે" એ બે વાક્યનું પૃથક્કરણ કરી બતાવ્યાથી વધારે

ખુલ્લી રીતે સમજ પડશે. "મ્ડુ" (માણસ) એ બીજા વર્ગનો એક શબ્દ છે; "હુયુ" =(હ+ઉ+યુ) એ શબ્દમાં "હ" અક્ષર હમેશાં પેહેલો દર્શકસર્વનામ આ, એ (This or These) ને માટે પ્રથમાક્ષર તરીકે વપરાયછે, અને "ઉ" મૂળસ્વર છે એટલે કે જે સ્વર લાગુ પડતા પુરૂષવાચક અક્ષર "યુ" માં સમાવેલો છે તે પ્રથમ ઉમેરવો (કલમ ૧૮ મી) અને "યુ" એ બીજા વર્ગનાં નામોને માટે વપરાતા સર્વનામનો પુરૂષવાચક અક્ષર છે (કલમ ૨૦ મી b.) તથા "લે" અક્ષર દર્શકસર્વનામ તે, પેલો, પેલા (That or Those) ને માટે વપરાતા શબ્દોનો હમેશાં છેલ્લો અક્ષર મુકરર કરેલછે (કલમ ૧૯ મી).

૨૨. આ કલમમાં **દર્શકસર્વનામ**ને માટે થોડાં વધારે ઉદાહરણો આપ્યાંછે જેથી વાંચનારને **નામ** તથા એ **સર્વનામ** સાથે વાપરવાની ઢબ શિખી લેવાને બહુજ સેહેલ થઇ પડશે એટલુંજ નહીં પણ તેવી રીતે પોતાની મેળે વાક્યો ગોઠવી શકશે.

| એકવચન. | | | બહુવચન. | | |
|---|---|---|---|---|---|
| મ્ટુમાં હુયુ | આ ગુલામ | This slave. | વાટુમાં હાવા | આ ગુલામો | These slaves. |
| મ્ટુમાં યુલે | પેલો ગુલામ | That slave. | વાટુમાં વાલે | પેલા ગુલામો | Those slaves. |
| કિતાબુ હીકી | આ ચોપડી | This book. | વીતાબુ હીવી | આ ચોપડીઓ | These books. |
| કિતાબુ કીલે | પેલી ચોપડી | That book. | વીતાબુ વીલે | પેલી ચોપડીઓ | Those books. |
| મ્ફુપા હુઉ | આ હાડકું | This bone. | મીફુપા હીઈ | આ હાડકાં | These bones. |
| મ્ફુપા ઉલે | પેલું હાડકું | That bone. | મીફુપા ઈલે | પેલાં હાડકાં | Those bones. |

ઇત્યાદિ.

૨૩. જ્યારે **દર્શકસર્વનામ**ની સાથે **ક્રિયાપદ** શિવાય ફક્ત **નામ** તથા **વિશેષણ** આવે ત્યારે તે **સર્વનામ**ને એ બન્નેની પાછળ વાપરવાનો ચાલ છે; જેમકેઃ—

એકવચન.

| | | | |
|---|---|---|---|
| ('કી' વર્ગ) | કીટી કીબાયા હીકી | આ ખરાબ ખુરસી | This bad chair. |
| ,, | કીટી કીબાયા કીલે | તે ખરાબ ખુરસી | That bad chair. |
| ('મ્ડુ' વર્ગ) | મ્ટોટો મ્બાયા હુયુ | આ ખરાબ છોકરો | This bad boy. |
| ,, | મ્ટોટો મ્બાયા યુલે | તે, પેલો ખરાબ છોકરો | That bad boy. |
| ('મ્ટી' વર્ગ) | મ્કેકા મ્બાયા હુઉ | આ ખરાબ સાદડી | This bad mat. |
| ,, | મ્કેકા મ્બાયા ઉલે | પેલી ખરાબ સાદડી | That bad mat. |

બહુવચન.

| | | | |
|---|---|---|---|
| ('કી' વર્ગ) | વીટી વીબાયા હીવી | આ ખરાબ ખુરસીઓ | These bad chairs. |
| ,, | વીટી વીબાયા વીલે | પેલી ખરાબ ખુરસીઓ | Those bad chairs. |
| ('મ્ડુ' વર્ગ) | વાટોટો વાબાયા હાવા | આ ખરાબ છોકરા | These bad boys. |
| ,, | વાટોટો વાબાયા વાલે | પેલા ખરાબ છોકરા | Those bad boys. |
| ('મ્ટી' વર્ગ) | મીકેકા મીબાયા હીઈ | આ ખરાબ સાદડીઓ | These bad mats. |
| ,, | મીકેકા મીબાયા ઈલે | પેલી ખરાબ સાદડીઓ | Those bad mats. |

# અભ્યાસપાઠ ૭ મો.

## દર્શકસર્વનામને લગતાં વાક્યો.

## Phrases containing the Demonstrative Pronouns.

| | | |
|---|---|---|
| કિટેન્ડો કીઝુરી હીકી | આ સુંદર કૃત્ય, આ સુંદર કામ | This fine action. |
| મ્શાલે મ્રેફુ ઉલે | તે લાંબું તીર, પેલું લાંબું તીર | That long arrow. |
| વીટાન્ડા વીલે | પેલા પલંગો, પેલા ઢોલીઆ | Those bedsteads. |
| કિબોફુ હીકી | આ (પેશાબનો) ફુક્કો, કોથલી | This bladder. |
| મીફુપા મીગુમુ હીઈ | આ સખ્ત હાડકાં, આ કઠણ હાડકાં | These hard bones. |
| કિતાબુ કીખૂબા હીકી | આ મોટી ચોપડી | This large book. |
| મ્પાકા હુઉ | આ હદ, આ સીમા | This boundary. |
| વીફુન્ગો હીવી | આ બુતાનો, આ બોરિયાં | These buttons. |
| મીઝીન્ગા મીખૂબા ઈલે | પેલી મોટી તોપો | Those large cannons. |
| મ્સફારા હુઉ | આ કાફલો | This caravan. |
| મીફુફુ હીઈ | આ સાંકળો, આ કડીઓ | These chains. |
| કીટી કીલે | પેલી ખુરસી | That chair. |
| વાફાલમે વાલે (વાફાળમે વાલે) | પેલા સરદારો, પેલા રાજાઓ | Those chiefs (kings). |
| વાટોટો હાવા | આ છોકરાંઓ | These children. |
| મ્નાઝી હુઉ | આ નાળિયેરનું ઝાડ, આ નાળિયેરી | This cocoanut-tree. |
| વીટાના હીવી | આ કાંસકીઓ, આ ફણીઓ | These combs. |
| મ્પીશી હુયુ | આ રસોઈઓ | This cook. |
| કિઝીબો હીકી | આ (સીસાનું) બૂચ, ઢાંકણ | This cork. |
| કિકોમ્બે કીલે | પેલું પ્યાલું, તે પ્યાલું | That (yonder) cup. |
| મ્ટેન્ડે ઉલે | પેલું ખજૂરીનું ઝાડ | That date-tree. |
| મીલાન્ગો હીઈ | આ બારણાં, આ કમાડ | These doors. |
| મ્લેવી હુયુ | આ પીધેલો, આ દારૂડીઓ, છાકટો | This drunkard. |
| વાઝુન્ગુ હાવા | આ સાહેબ લોકો | These Europeans. |
| કિડોલે હીકી | આ આંગળી, આ આંગલ | This finger. |
| મીગૂ ઈલે | તે પગો, પેલા પગ | Those feet. |
| મ્ગૂ હુઉ | આ પગ, આ ચરણ, આ પાય | This foot. |
| મ્ગેની હુયુ | આ પરદેશી, આ નવો માણસ | This foreigner. |
| વાલીન્ઝી હાવા | આ ચોકી કરનારા, આ ચોકીવાળા | These guards. |
| મીકોનો હીઈ | આ હાથ (pl.) | These hands. |
| વીપીની હીવી | આ હાથા, આ દસ્તા | These handles. |
| કિલીમા કિડોગો હીકી | આ નાની ટેકરી | This little hill. |

| | | |
|---|---|---|
| વીબાન્ડા વીડાગો વીલે | પેલાં નાનાં ઝુંપડાં [પિ૰મ્બો | Those small huts. |
| વાકાલીમાની વાલે | પેલા સમજાવનારા, પેલા [દ્વિભા- | Those interpreters. |
| વીસીવા વીખૂબા વીલે | પેલા મોટા ટાપુઓ | Those large islands. |
| કીસુ કીરેફુ કીલે | તે લાંબી છરી, પેલો લાંબો ચાકુ | That long knife. |
| કીફુનીકો હીકી | આ ઢાંકણ, આ ઢાંકણું | This cover, this lid. |
| મીસ્ટારી મીનેને હીઈ | આ જાડી લીટીઓ | These thick lines. |
| મીડોમો મીનેને હીઈ | આ જાડાં હોઠ (ચપ) | These thick lips. |
| વાજુસી વાઝુરી વાલે | પેલી ખૂબસુરત ગરોળિયો | Those beautiful lizards. |
| મીકાટી મીટામુ ઈલે | પેલી મીઠી રોટલીઓ | Those sweet loaves. |
| મ્લીમા મ્ખૂબા ઉલે | તે મોટો ડુંગર, તે મોટો પર્વત | That great mountain. |
| વાઝે હાવા | આ ઘરડા માણસો, આ બુઢાઓ | These old men. |
| કિપેલ હીકી | આ ફોલી, આ ફોલ્લીઓ | This pimple. |
| મ્ટી ઉલે | તે લાકડી, તે ઝાડ, પેલું ઝાડ | That pole or that tree. |
| વાપગાઝી વાવીવુ વાલે | પેલા આળસુ (સફરી) હમાલો | Those idle-porters. |
| વીઆઝી વીડાગો હીવી | આ નાનાં રતાળુ | These small sweet potatoes. |
| કીગાઈ કીખાલી કીલે | પેલું ધારદાર (તેજ) ઠીકરૂં | That sharp potsherd. |
| મજીન્ગા યુલે | પેલો જંગલી માણસ, તે ભોળો માણસ | That simpleton, that rude man. |
| વાટુમાં વાવીવુ હાવા | આ આળસુ ગુલામો | These idle slaves. |
| મ્કુકે મ્ઝીટો મ્ફુપી ઉલે | તે ટુંકો ભારે ભાલો | That short heavy spear. |
| વાટુમીશી વાલે | પેલા ચાકરો, તે નોકરો | Those servants. |
| કીઆટુ કીકુકૂ કીલે | પેલો જૂનો જોડો | That old shoe. |
| મીકેકા મીપીઆ ઈલે | પેલી નવી સાદડીઓ | Those new mats. |
| મીકેકા મીઝુરી હીઈ | આ સુંદર સાદડીઓ | These fine mats. |
| વીલેમ્બા વીઝુરી વીલે | પેલી સુંદર પાઘડીઓ | Those fine turbans. |
| વીઝીબાઓ વીઝુરી હીવી | આ સુંદર બંડીઓ | These fine waistcoats. |
| મીટુન્ગી મીપીઆ હીઈ | આ નવી માટલીઓ | These new water-jars. |
| કિસીમા હીકી | આ કૂવો | This well. |
| વાચાવી હાવા | આ જાદૂગરો | These wizards. |

---

# બોધપાઠ ૬ ઠો.

## દર્શકસર્વનામ (ચાલુ).

## Demonstrative Pronouns—*continued.*

૨૪. સ્વાહીલી ભાષામાં **દર્શકસર્વનામ**, અથવા કોઈપણ **સર્વનામ** જ્યારે કોઈ **વિશેષણ** કે **નામ**ની આગળ વપરાય ત્યારે તેઓનો અર્થ કરવામાં ઘણું: કરી હમેશાં

ગુજરાતીમાં "છ" ધાતુમાંથી નીકળતાં ક્રિયાપદોમાંનું કોઈપણ લાગુ પડે છે, અથવા અંગ્રેજીમાં "ટુ બી" (To be.) જાતનાં ક્રિયાપદોમાંથી કોઈપણ ક્રિયાપદ વચન પુરૂષ પ્રમાણે વર્તમાનકાળને રૂપે વપરાયછે, જેમકે;—

એકવચન।

| | | |
|---|---|---|
| કીટુ હીકી કીબાયા | આ ચીજ ખરાબ છે | This thing is bad. |
| કીટી કીલે કીબાયા | પેલી ખુરસી ખરાબ છે | That chair is bad. |
| મ્ટુ હુયુ મ્બાયા | આ માણસ ખરાબ છે | This man is bad. |
| મ્ટોટો યુલે મ્બાયા | તે છોકરો ખરાબ છે | That boy is bad. |
| મ્ટી હુઉ મ્બાયા | આ ઝાડ ખરાબ છે | This tree is bad. |
| મ્કેકા ઉલ મ્બાયા | તે સાદડી ખરાબ છે | That mat is bad. |

બહુવચન.

| | | |
|---|---|---|
| વીટુ હીવી વીબાયા | આ ચીજો ખરાબ છે | These things are bad. |
| વીટી વીલે વીબાયા | પેલી ખુરસીઓ ખરાબ છે | Those chairs are bad. |
| વાટુ હાવા વાબાયા | આ માણસો ખરાબ છે | These men are bad. |
| વાટોટો વાલે વાબાયા | પેલા છોકરાઓ ખરાબ છે | Those boys are bad. |
| મીટી હીઈ મીબાયા | આ ઝાડો ખરાબ છે | These trees are bad. |
| મીકેકા ઈલે મીબાયા | પેલી સાદડીઓ ખરાબ છે | Those mats are bad. |

૨૫. પણ જ્યારે સ્વાહીલીમાં **દર્શકસર્વનામ** કોઈ વિશેષણની પાછળ આવે ત્યારે તેમાંથી તે ક્રિયાપદનો અર્થ નીકળતો નથી, જેમકેઃ—

કીસુ કીખાલી હીકી આ ધારદાર ચપ્પુ, આ તીક્ની છરી This sharp knife.

**સૂચના**—એવાં બીજાં ઉદાહરણો માટે જુઓ બોધપાઠ ૫ મો કલમ ૨૩ મી; તથા ટુ બી (to be). જાતનાં ક્રિયાપદોની વધારે હકીકત માટે જુઓ કલમ ૨૫૦ મી.

---

# અભ્યાસપાઠ ૮ મો.

## ઉપલા પાઠમાં આપેલા નિયમોને અનુસરતાં થોડાં નાનાં વાક્યો.

## Some small Phrases illustrative of the rules in the foregoing lesson.

| | | |
|---|---|---|
| વાટુ હાવા વાખાલી | આ લોકો વિક્રાળ છે. | These people are fierce. |
| વાટુ વાલે વાબાયા | પેલા માણસો ખરાબ છે. | Those people are bad. |
| મ્લીમા ઉલ મ્ડોગો | તે ડુંગર નાનો છે, પેલો પર્વત નાનો છે. | That mountain is small. |
| મીલીમા હીઈ મીખૂબા | આ પર્વતો મોટા છે. | These mountains are large. |
| મીટી મ્લ મીડોગો | પેલાં ઝાડો નાનાં છે. | Those trees are small. |
| મ્ટી હુઉ મ્ઝુરી | આ ઝાડ સુંદર છે. | This tree is fine. |
| વાટુમાં હાવા વાવીવુ | આ ગુલામો આળસુ છે. | These slaves are idle. |
| વાટુમાં વાલે વાઝુરી | પેલા ગુલામો ખુબસુરત છે. | Those slaves are beautiful. |
| મ્ટુ યુલે મ્ફુપી | પેલો માણસ ઠીંગણો છે. | That man is short. |
| વાટુમાં હાવા વાડોગો | આ ગુલામો નાના છે. | These slaves are young. |
| મ્કુકે હુઉ મ્ઝીટો | આ ભાલો ભારે છે. | This spear is heavy. |

| વાઝુન્ગુ હાવા વાઉવીવુ | આ સાહેબલોકો અદેખા છે | These Europeans are jealous. |
|---|---|---|
| કિટાના હીકી કીઝુરી | આ કાંસકી સુંદર છે | This comb is beautiful. |
| કિસીમા કીલે કીખૂબા | તે કૂઓ મોટો છે | That well is large. |
| વીઆટુ વીલે વીપીઆ | પેલા જોડા નવા છે | Those shoes are new. |
| કિડોલે કિરેફુ કીલે | પેલી લાંબી આંગળી | That long finger. |
| વાચાવી વાબાયા વાલે | પેલા ખરાબ જાદુગરો | Those bad wizards. |
| કિલેમ્બા કીઝુરી કીલે | પેલી સુંદર પાઘડી | That fine turban. |
| વીલેમ્બા વીઝુરી હીવી | આ સુંદર પાઘડીઓ | These fine turbans. |
| મ્ઝીન્ગા મ્ઝીટો હુઉ | આ ભારે તોપ [તોપો | This heavy cannon. |
| મીઝીન્ગા મીખૂબા ઈલે | પેલી મોટી તોપો, તે મોટી | Those large guns. [toes. |
| વીઆઝી વીબીચી વીલે | પેલાં કાચાં રતાળુ, તે કાચાં | Those raw sweet pota- |
| કીઆઝી કીમોજા કીલે | તે એક રતાળુ [રતાળુ | That one sweet potato. |
| વાટોટો વાથાનો હાવા | આ પાંચ છોકરા | These five boys. |
| વાટુ સીતા વાલે | પેલા છ માણસો | Those six men. |
| મીટી સબા ઈલે | પેલાં સાત ઝાડ | Those seven trees. |
| મીકેકા કુમી હીઈ | આ દસ સાદડીઓ | These ten mats. |
| વીતાબુ વીનાને વીલે | પેલી આઠ ચોપડીઓ | Those eight books. |

---

# બોધપાઠ ૭ મો.

## પુરૂષવાચક સર્વનામ.

## Personal Pronouns.

૨૬. સ્વાહીલી ભાષામાં પુરૂષવાચક સર્વનામને વાસ્તે વપરાતા શબ્દોનાં પૂર્ણરૂપ નીચેપ્રમાણે હોયછે:—

| | એકવચન. | | | બહુવચન. | |
|---|---|---|---|---|---|
| પેહેલો પુરૂષ—મીમી | હું | I. | સીસી | અમે | We. |
| બીજો પુરૂષ—વેવે | તું | Thou. | નીની | તમે | You. |
| ત્રીજો પુરૂષ—યેયે | તે, તેણી | He or she. | વાઓ | તેઓ | They. |

૨૭. પુરૂષવાચક સર્વનામનાં એ સઘળાં રૂપ ફકત બીજા 'મ્ટુ' વર્ગના શબ્દોને માટે એટલેકે પ્રાણીવાચક શબ્દોને વાસ્તેજ વપરાયછે; પણ બીજી જાતની સઘળી ચીજોને વાસ્તે સ્વાહીલીમાં એવી રીતનું કોઈ પુરૂષવાચક સર્વનામ નહિ હોવાથી તેને બદલે તેની જગ્યાએ દર્શકસર્વનામ વપરાયછે; જેમકે:—

"કી" વર્ગ—હીકી (or) કીલે તે It. હીવી (or) વીલે તેઓ They.

"મ્ટી" વર્ગ—હુઉ (or) ઉલે તે It. હીઈ (or) ઈલે તેઓ They.

૨૮. પુરૂષવાચક સર્વનામ જ્યારે કોઈ વિશેષણની પૂર્વે આવે ત્યારે દર્શકસર્વનામની માફક તેનો અર્થ કરવામાં હમેશાં "છ" ધાતુમાંથી નીકળતાં ક્રિયાપદો લાગુ પડેછે, એટલેકે ઇંગ્રેજીમાં ટુ બી (To be) જાતનાં ક્રિયાપદોમાંથી કોઈપણ ક્રિયાપદ પુરૂષ વચન પ્રમાણે વર્તમાનકાળને રૂપે વપરાયછે (જૂઓ કલમ ૨૪ મી); તેમજ નામોની સાથે આવનાર

વિશેષણને જેમ ઉપસર્ગો લાગેછે તેજ પ્રમાણે એ સર્વનામની સાથે આવનાર વિશેષ-ણને પણ લાગેછે; જૂઓ કલમ ૯ મી *a b c* જેમકેઃ—

**એકવચન.**

| | | |
|---|---|---|
| *પેહેલો પુરૂષ—મીમી મ્ખુબા | હું મોટો છું | I am great (big). |
| બીજો પુરૂષ—વેવે મ્ડોગો | તું નાનો છે | Thou art small (young). |
| ત્રીજો પુરૂષ—યેયે મ્ઝુરી | તે, તેણી ખૂબસુરત છે, | He or she is beautiful. |
| ("કી" વર્ગ) હીકી કીઝુરી / કીલ કીઝુરી | તે સુંદર છે | It is fine. |
| ("મ્ટી" વર્ગ) હુઉ મ્ટામુ / ઉલ મ્ટામુ | તે મીઠું છે | It is sweet. |

**બહુવચન.**

| | | |
|---|---|---|
| પેહેલો પુરૂષ—સીસી વાખૂબા | અમે મોટા છીએ | We are great (big). |
| બીજો પુરૂષ—ઓઝી વાડોગો | તમે નાના છો | You are small (young). |
| ત્રીજો પુરૂષ—વાઓ વાઝુરી | તેઓ ખૂબસુરત છે | They are beautiful. |
| ("કી" વર્ગ) હીવી વીઝુરી / વીલે વીઝુરી | તેઓ સુંદર છે | They are fine. |
| ("મ્ટી" વર્ગ) હીઈ મીટામુ / ઈલે મીટામુ | તેઓ મીઠાં છે | They are sweet. |

૨૯. બીજા તથા ત્રીજા પુરૂષનાં એકવચનરૂપ વેવે તથા યેયે જેઓ ફકત "મ્ટુ" વર્ગ બતાવેછે, તેઓ વારંવાર બોલવામાં ટુંકા થઈ જાયછે; જેમકેઃ—

વેવે ને બદલે વે [તું=Thou, or you (*sing.*)] અને યેયે ને બદલે યે (તે, તેણી=He or she) બોલાયછે; પણ એ ટુંકા રૂપના અર્થ જેવી રીતે ગુજરાતીમાં કોઈ તું તથા તેને કહીને બોલેછે તેવા માન વગરના થાયછે.

૩૦. ગુજરાતી તથા ઈંગ્રેજી ભાષામાં બીજા પુરૂષનું એકવચન ફકત માનની ખાતર બદ-લીને બહુવચન રૂપે વાપરી શકાયછે પણ સ્વાહીલી ભાષામાં તેમ થતું નથી; જો એકજ માણસ હોય તો એકવચન વાપરવું, અને જો એક કરતાં વધારે માણસો હોય તોજ બહુવચન વાપરવું તોપણ એકવચન રૂપનો અર્થ માનાર્થે બહુવચન જેવો થાય ખરો; જેમકે :—

**વેવે મ્ખૂબ્વા** =તું મોટો છે=(Thou art great), અથવા માનાર્થે તેનો અર્થ "તમે મોટા છો" (You are great) થાયછે; ગુજરાતી ભાષામાં બીજો પુરૂષ એકવચન તું બોલવાનો ઘણોજ, ચાલ છે, ઘણુંકરીને નાનાં બાળકોને, હલકા ચાકરને, હલકા માણસને અથવા જે-મની વચ્ચે બાળપણથી ઘણો સહવાસ કે સ્નેહ થયલો હોય તેવા કોઈ એક એકને તું કહેછે; છોકરાં પોતાની માતાને, બેન બેનને, મોટા ભાઈ નાના ભાઈને, બાપ દીકરાને તથા વર વહુને તું કહીને બોલાવેછે; તેમજ ખુદાને ઘણુંકરી બધા લોકો તું કહેછે એ વાજબી છે, કારણકે **તમે** શબ્દ બે અર્થી છે માટે બે અર્થી શબ્દ ખુદાને લગાડવો નહિ જોઈયે; એવી રીતે ગુજરાતીમાં તું બોલવાની રૂઢી છે અને માનાર્થે વારંવાર **તમે** પણ બોલાયછે; ઈંગ્રેજી ભાષામાં સાધારણ રીતે ખુદા શિવાય કોઈપણ શખ્સને તું (Thou) શબ્દ લગાડવામાં આવતો નથી, વખતોવખત કવિતામાં તું (Thou) શબ્દ વાપરવામાં આવેછે, પણ સ્વાહીલી

---

*પેહેલા, બીજા, તથા ત્રીજા પુરૂષ માટે વાપરેલાં સર્વનામનાં ઉપર કહેલાં સઘળાં રૂપ કર્તા તથા **કર્મને** માટે એક એકસરખી રીતે વપરાયછે.

# બોધપાઠ ૮ મો.

## પુરૂષવાચક સર્વનામોને માટે વપરાતા ઉપસર્ગો.

## Prefixes used for the Personal Pronouns.

૩૧. **પુરૂષવાચક સર્વનામ** જ્યારે કોઈ સ્વાહીલી ક્રિયાપદની સાથે વાપરવામાં આવે ત્યારે તેને માટે ફક્ત નીચે જણાવેલા પુરૂષવાચક ઉપસર્ગ ક્રિયાપદની પૂર્વે લાગેછે, જેવાકેઃ—

| | એકવચન. | | | | બહુવચન. | | |
|---|---|---|---|---|---|---|---|
| | | **ની** | હું | I | **ટુ** | અમે | We. |
| | **ઉ** (અથવા) | **ઊ** | તું (માનાર્થે 'તમે') | You (*sing.*) | **મ** | તમે | You. |
| ('મ્ટુ' વર્ગ) | **આ** (અથવા) | **યુ** | તે, તેણી | He or she | **વા** | તેઓ | They. |
| ('કી' વર્ગ) | | **કી** | તે | It | **વી** | તેઓ | They. |
| ('મ્ટી' વર્ગ) | **ઉ** (અથવા) | **ઊ** | તે | It | **ઇ** (અથવા) **ઈ** | તેઓ | They. |

એમાં પેહેલા તથા બીજો પુરૂષ હમેશાં 'મ્ટુ' વર્ગનાં નામો એટલે કે પ્રાણીવાચકનામોને માટેજ વપરાયછે, એ સાફ દેખીતું છે માટે તેના વિષે અત્રે વધારે લખવાની જરૂર જણાતી નથી.

૩૨. ઉપલા **સર્વનામો**માં ત્રીજા પુરૂષ એકવચન માટે વપરાતા **આ** તથા **યુ** પુરૂષવાચક ઉપસર્ગોમાંથી છેલ્લો **યુ** ઉપસર્ગ ફક્ત **દર્શકસર્વનામ**ને માટે તથા **કો**, **મો**, **પો**, તથા **પી** પાર્ટિકલ્સની સાથે ત્રીજો પુરૂષ એકવચન બતાવવા અર્થે વપરાયછે (જૂઓ કલમ ૧૬, ૯૪ તથા ૨૫૦); એશિવાય **યુ** પુરૂષવાચક અક્ષર (Personal syllable) સ્વાહીલીમાં કોઇકજ વખત વપરાયછે, અને સાધારણ રીતે તેને ઠેકાણે હમેશાં **આ** ઉપસર્ગ આવેછે; જેમકેઃ—

આના અન્ગુકા=તે પડેછે=He is falling.

૩૩. એ પુરૂષવાચક ઉપસર્ગ જ્યારે ક્રિયાપદ શિવાય એકલા છુટક આવે ત્યારે તેઓના અર્થ "છ" ધાતુમાંથી નીકળતાં ક્રિયાપદ, છે, છું, છો (is, am, are) ઇત્યાદિ જેવા થાયછે; જેમકેઃ—

| | | |
|---|---|---|
| (મીમી) ની મ્ઝુરી | હું ખૂબસુરત છું | I am beautiful. |
| (વેવે) ઉ મ્વીવુ | તું આળસુ છો | You (*sing.*) are idle. |
| (વીતાબુ) વી વીપ્યા | તેઓ (ચોપડીઓ) નવી છે. | They (the books) are new. |

---

# અભ્યાસપાઠ ૧૦ મો.

## પુરૂષવાચક ઉપસર્ગોને લગતાં વાક્યો.

## Phrases illustrating the Personal Prefixes.

| | | |
|---|---|---|
| મ્ટી હુઉ ઉ મ્ડોગો | આ ઝાડ નાનું છે. | This tree is small. |
| મ્ટેન્ડે ઉલે ઉ મ્ફુપી | પેલી ખજૂરી ટુંકી છે. | That date tree is short. |

ભાષામાં ઉપર કહી ગયા પ્રમાણે જો એકજ શખ્સ વિષે બોલતા હોઈએ તો એકજ વચન વાપરવું અને માનાર્થે કદી બહુવચન વાપરવું નહિ, તોપણ પ્રસંગ પ્રમાણે તેવો અર્થ થઈ શકે છે માટે નીચેના અભ્યાસપાઠમાં આપેલાં વાક્યોમાં જે ઠેકાણે બીજો પુરૂષ એકવચન "વેવે" આવશે તે ઠેકાણે તેનો ગુજરાતીમાં અર્થ કોઈ બાબત એકસરખી રીતે તું કરેલ હશે અને કોઈ ઠેકાણે માનાર્થે **તમે** લખેલ હોય તો તેથી બહુવચન સમજવું નહિ અને તેના ઇંગ્રેજી અર્થમાં બીજા પુરૂષ એકવચનને માટે "thou" ને બદલે હમેશાં "you (*sing.*)" વાપરવામાં આવશે.

---

# અભ્યાસપાઠ ૯ મો.

## પુરૂષવાચક સર્વનામને લગતાં વાક્યો.

## Phrases illustrative of the Personal Pronouns.

| | | |
|---|---|---|
| મીમી મ્ખાલી | હું વિક્રાળ છું, હું ખારીલો છું | I am fierce. |
| વેવે મ્ફુપી | તું ઠીંગણો છે (માનાર્થે, તમે ઠીંગણા છો) | You (*sing.*) are short. |
| યેયે મ્ખૂબા | તે મોટો છે | He is big. |
| વાઓ વાડોગો | તેઓ નાના છે | They are young. |
| સીસી વાઝીટો | અમે ભારે છીએ (વજનમાં) | We are heavy. |
| ઞીઞી વાખૂબા | તમે મોટા છો | You are big. |
| (વીઆટુ) હીવી વીપીઆ<br>(વીઆટુ) વીલે વીપીઆ | તેઓ (જોડા) નવા છે | They (shoes) are new. |
| (કીટુ) હીકી કીનેને<br>(કીટુ) કીલે કીનેને | તે (ચીજ) જાડી છે | It (thing) is thick. |
| હીવી વીકુકુઉ<br>વીલે વીકુકુઉ ("કી" વર્ગ) | તેઓ જૂનાં છે (ઝુંપડીયો,ઇ૦). | They are old (huts, &c.) |
| હુઉ મ્નેને<br>ઉલે મ્નેને ("મ્રી" વર્ગ) | તે જાડું છે (ઝાડ, ઇત્યાદિ) | It is thick. (tree, &c. ) |
| વાઓ વાવીવુ | તેઓ આળસુ છે | They are idle. |
| હીવી વીબીવુ<br>વીલે વીબીવુ ("કી" વર્ગ) | તેઓ પાકેલ છે | They are ripe. |
| યેયે મ્ડોગો | તે નાનો છે, તેણી નાની છે | He or she is young. |
| યેયે મ્ખાલી | તે વિક્રાળ છે, તે ખારીલો છે | He is fierce. |
| મીમી મ્વીવુ | હું આળસુ છું | I am idle. |
| ઞીઞી વાઉવીવુ | તમે અદેખા છો | You are jealous. |
| વાઓ વાઝુરી | તેઓ ખૂબસુરત છે | They are beautiful. |
| હુઉ મ્ટુપુ<br>ઉલે મ્ટુપુ ("મ્ટી" વર્ગ) | તે ખાલી છે | It is empty. |
| યેયે મ્ફુપી | તે ઠીંગણો છે, (અથવા) તે ઠીંગણી છે | He or she is short. |
| વેવે મ્ખૂબા | તું મોટો છે (માનાર્થે "તમે મોટા છો") | You (*sing.*) are great. |
| ઞીઞી વાડોગો | તમે નાના છો | You are young. |
| મીમી મ્ઝુરી | હું ખૂબસુરત છું | I am beautiful. |
| વેવે મ્બાયા | તમે (તું) ખરાબ છો | You (*sing.*) are bad. |

# બોધપાઠ ૮ મો.

## પુરૂષવાચક સર્વનામોને માટે વપરાતા ઉપસર્ગો.

## Prefixes used for the Personal Pronouns.

૩૧. **પુરૂષવાચક સર્વનામ** જ્યારે કોઈ સ્વાહીલી ક્રિયાપદની સાથે વાપરવામાં આવે ત્યારે તેને માટે ફક્ત નીચે જણાવેલા પુરૂષવાચક ઉપસર્ગ ક્રિયાપદની પૂર્વે લાગેછે, જેવાકેઃ—

| | | એકવચન. | | | બહુવચન. | | |
|---|---|---|---|---|---|---|---|
| | | ની | હું | I | ટુ | અમે | We. |
| | ઉ (અથવા) | ઊ | તું (માનાર્થે 'તમે') | You (*sing.*) | મ | તમે | You. |
| ('મ્તુ' વર્ગ) | આ (અથવા) | યુ | તે, તેણી | He or she | વા | તેઓ | They. |
| ('કી' વર્ગ) | | કી | તે | It | વી | તેઓ | They. |
| ('મ્તી' વર્ગ) | ઉ (અથવા) | ઊ | તે | It | ઇ (અથવા) ઈ | તેઓ | They. |

એમાં પેહેલા તથા બીજો પુરૂષ હમેશાં 'મ્તુ' વર્ગનાં નામો એટલે કે પ્રાણીવાચકનામોને માટેજ વપરાયછે એ સાફ દેખીતું છે માટે તેના વિષે અત્રે વધારે લખવાની જરૂર જણાતી નથી.

૩૨. ઉપલા **સર્વનામો**માં ત્રીજા પુરૂષ એકવચન માટે વપરાતા આ તથા યુ પુરૂષવાચક ઉપસર્ગોમાંથી છેલ્લો યુ ઉપસર્ગ ફક્ત **દર્શકસર્વનામ**ને માટે તથા કો, મો, પો, તથા પી પાર્ટિકલ્સની સાથે ત્રીજો પુરૂષ એકવચન બતાવવા અર્થે વપરાયછે (જુઓ કલમ ૧૬, ૭૪ તથા ૨૫૦); એશિવાય યુ પુરૂષવાચક અક્ષર (Personal syllable) સ્વાહીલીમાં કોઈકજ વખત વપરાયછે, અને સાધારણ રીતે તેને ઠેકાણે હમેશાં આ ઉપસર્ગ આવેછે; જેમકેઃ—

આના અન્ગુકા=તે પડેછે=He is falling.

૩૩. એ પુરૂષવાચક ઉપસર્ગ જ્યારે ક્રિયાપદ શિવાય એકલા છુટક આવે ત્યારે તેઓના અર્થ "છ" ધાતુમાંથી નીકળતાં ક્રિયાપદ, છે, છું, છો (is, am, are) ઇત્યાદિ જેવા થાયછે; જેમકેઃ—

| | | |
|---|---|---|
| (મીમી) ની મ્ઝુરી | હું ખૂબસુરત છું | I am beautiful. |
| (વેવે) ઉ મ્વીવુ | તું આળસુ છો | You (*sing.*) are idle. |
| (વીતાબુ) વી વીપીઆ | તેઓ (ચોપડીઓ) નવી છે. | They (the books) are new. |

---

# અભ્યાસપાઠ ૧૦ મો.

## પુરૂષવાચક ઉપસર્ગોને લગતાં વાક્યો.

## Phrases illustrating the Personal Prefixes.

| | | |
|---|---|---|
| મ્તી હુઉ ઉ મ્ડોગો | આ ઝાડ નાનું છે. | This tree is small. |
| મ્ટેન્ડે ઉલે ઉ મ્ફુપી | પેલી ખજૂરી ટુંકી છે. | That date tree is short. |

10. The thick chains are broken. 11. The chain has fallen. 12. The great chiefs are dead (or have died). 13. The little boy is dead. 14. That tall cocoanut tree has fallen. 15. The little comb is broken (or has been broken). 16. The cook has fallen down. 17. The (small) cup is broken. 18. These new cups are broken. 19. Two date trees are fallen (or have fallen). 20. Four doors are broken. 21. That drunkard has fallen. 22. Seven Europeans are dead. 23. Two fingers are broken.

---

# બોધપાઠ ૧૦ મો.

## પ્રશ્નાર્થક શબ્દો.

## Interrogative words.

૩૬. સ્વાહીલી ભાષામાં પ્રશ્નાર્થક શબ્દો જેઓમાં પાછળથી કાંઈ પણ ફેરફાર થતો નથી એટલે કે જેઓને કોઈ ઉપસર્ગ કે પ્રત્યય લાગતો નથી એવા પાંચ છે;—

| | | |
|---|---|---|
| **નાની?** | કોણ? | Who? |
| **લીની?** | ક્યારે? | When? |
| **નીની?** | શું? | What? |
| **ગાની?** | કયો? કેવો? કેવી જાતનો? | What? of what sort? |
| **વાપી?** | ક્યાં? ક્યાંથી? | Where? where from? |

૩૭. એ પ્રશ્નાર્થક શબ્દોમાંથી **ગાની, લીની** અને **વાપી** હમેશાં પોતાની સાથે સંબંધ રાખનાર **નામ** અથવા **ક્રિયાપદની** પાછળ આવેછે; જેમકે;—

| | | |
|---|---|---|
| મ્તુ ગાની? | કયો માણસ? કેવો માણસ? કેવી જાતનો માણસ? | What man? What sort of a man? |
| કીટુ ગાની? | કઈ ચીજ? કેવી ચીજ? કેવી જાતની ચીજ? | What thing? What sort of a thing? |
| આલી કુફા લીની? | તે ક્યારે મરી ગયો? | When did he die? |
| આમે અન્ગુકા વાપી? | તે ક્યાં પડી ગયોછે? | Where has he fallen? |

૩૮. સ્વાહીલી ભાષામાં **પ્રશ્નાર્થક સર્વનામ** "શું" (What)ને માટે વારંવાર "**નીની**" અથવા ફક્ત "**ની**" પ્રત્યય પણ વપરાયછે; જેમકે;—

| | | |
|---|---|---|
| આના ફાંયાં નીની? | તે શું કરેછે? | What is he doing? |
| આમે પાટાની? | તેને શું મળ્યુંછે? | What has he got? |
| આમે ફાંયાંની? | તેણે શું કીધુંછે? | What has he done? |

૩૯. પ્રશ્નાર્થક "શું" અથવા "કેમ" (What or how) શબ્દોના અર્થ દર્શાવવા અર્થે વળી ક્રિયાપદને જે પ્રત્યય નીચે પ્રમાણે લાગેછે;—

| | | |
|---|---|---|
| આમે પાટા જે? | તેને કેમ જડ્યું? | How did he get it? |
| આમે અન્ગુકા જે? | તે કેમ પડી ગયો? | How did he fall down? |
| આમે સેમા જે? | તેણે શું કહ્યું છે? | What has he said? |

૪૦. **પ્રશ્નાર્થકસર્વનામ** "કયો", "કઈ", "કયું" (Which or what) ના અર્થ સ્વાહીલીભાષામાં વારંવાર પુરૂષવાચક ઉપસર્ગોને પી પ્રત્યય લગાડવાથી થાયછે; જેમકે;—

| | | |
|---|---|---|
| મ્ટુ પુપી ? | કયો માણસ ? | Which man ? |
| વાટુ વાપી ? | કયા માણસો ? | Which men ? |
| મ્ટી ઉપી ? | કયું ઝાડ ? | Which tree ? |
| મીટી ઈપી ? | કયાં ઝાડો ? | Which trees ? |
| કીટુ કીપી ? | કઈ ચીજ ? | Which thing ? |
| વીટુ વીપી ? | કઈ ચીજો ? | Which things ? |

૪૧. એ પ્રશ્નાર્થકસર્વનામ (કયો, કઈ, કયું) ની સાથે જ્યારે કોઈ નામ આવેલું નહિ હોય ત્યારે તે ઠેકાણે જે વર્ગનું નામ અધ્યાહાર્ય હોય તેનાં રૂપ પ્રમાણે વપરાતા પુરૂષવાચક ઉપસર્ગોને પી પ્રત્યય લાગેછે, જેમકે;—

| | | |
|---|---|---|
| ઉપી ? | કયું ? (ઝાડ ઇત્યાદિ) | Which? (tree, &c.) |
| પુપી ? | કયો ? (માણસ ઇત્યાદિ) | Which ? (man, &c.) |
| વીપી ? | કઈ ! (ચીજો ઇત્યાદિ) | Which ? (things, &c.) |

૪૨. ઉપર સમજાવેલા સઘળા પ્રશ્નાર્થક શબ્દોની પાછળ જ્યારે કોઈ દર્શકસર્વનામ આવે ત્યારે તેઓના અર્થમાં "છ ધાતુમાંથી નીકળતાં ક્રિયાપદ જે ઇંગ્રજીમાં ટુ બી (to be) જાતનાં ક્રિયાપદના વતમાનકાળનાં રૂપ કહેવાયછે તેઓ લાગુ પડેછે; જેમકે;—

| | | |
|---|---|---|
| કીટુ ગાની હીકી ? | આ કેવી ચીજ છે ? | What sort of thing is this? |
| વીટુ ગાની હીવી ? | આ કેવી ચીજો છે ? | What sort of things are these ? |
| નાની હુયુ ? | આ કોણ છે ? એ કોણ છે ? | Who is this? |
| નાની હાવા ? | એઓ કોણ છે ? | Who are these ? |
| નાની મ્ઝે હુયુ ? | આ ઘરડો માણસ કોણ છે ? | Who is this old man ? |
| નાની વાઝે હાવા ? | આ ઘરડા માણસો કોણ છે ? | Who are these old men ? |

૪૩. સ્વાહીલીમાં **પ્રશ્નાર્થકસર્વનામ** અથવા કોઈપણ **સર્વનામ** જ્યારે કોઈ **નામ** કે **વિશેષણ**ની પૂર્વે આવે ત્યારે પણ તેના અર્થમાં વળી "છ" ધાતુમાંથી નીકળતાં ક્રિયાપદનો સમાવેશ થઈશકેછે (જુઓ કલમ ૨૪ મી); જેમકેઃ—

| | | |
|---|---|---|
| નીની કીઆપો ? | સોગન એ શું છે ? | What is an oath ? |
| કીટી કીપી બાયા ? | કઈ ખુરસી ખરાબ છે ? | Which is the bad chair ? |

ઇત્યાદિ.

---

## અભ્યાસપાઠ ૧૨ મો.

### સ્વાહીલી વાકયો.

### Swahili Phrases.

૧. મ્ટુ ગાની હુયુ? ૨. નાની મ્ટુ હુયુ? ૩. પુપી મ્ટુ હુયુ? ૪. મીશાલે ઈપી? ૫. નાની મ્ઝે હુયુ? ૬. મ્ફુપા ગાની હુઉ? ૭. વીગ્રાબુ વીપી? ૮. વીફુન્ગો ગાની? ૯. મ્ટુમ્બી ઉપી? ૧૦. કીટી કીપી? ૧૧. વીટી વીપી? ૧૨. મ્બોટો પુપી? ૧૩. મીનાઝી ઈપી?

૧૪. મ્ઝેન્ડે ઉપી? ૧૫. નાની મ્લેવી હુયુ? ૧૬. મીટી ગાની ઈલિ? ૧૭. મીટી ઈપી ઈલિ? ૧૮. મ્કોનો ઉપી? ૧૯. મ્ચેઝો ગાની હુઉ? ૨૦. કિલીમાં ક્રીપી? ૨૧. વીસીવા વીપી વીલિ? ૨૨. મ્સીબા ગાની? ૨૩. મીલીમાં ગાની ઈલિ? ૨૪. મ્ઝે સુપી મ્ઝુરી? ૨૫. સુપી મ્ગાન્ગા? ૨૬. મ્ગાન્ગા સુપી? ૨૭. નાની મ્ગાન્ગા?

## ગુજરાતી તરજુમો.

૧. આ કયો માણસ છે (કેવી જાતનો છે)? ૨. આ માણસ કોણ છે? ૩. આ કયો માણસ છે? ૪. કયાં તીરો? ૫. આ ઘરડો માણસ કોણ છે? ૬. આ કેવું હાડકું છે? (અથવા, આ હાડકું કેવું છે?) ૭. કઈ ચોપડીઓ? ૮. કેવાં બુતાનો? ૯. કઈ હોડી? ૧૦. કઈ ખુરસી? ૧૧. કઈ ખુરસીઓ? ૧૨. કયો છોકરો? ૧૩. કઈ નાળિયેરીઓ? (કયાં નાળિયેરનાં ઝાડો?) ૧૪. કઈ ખજૂરી? ૧૫. આ પીધેલો કોણ છે? ૧૬. પેલાં શું ઝાડ છે? ૧૭. પેલાં કયાં ઝાડ છે? ૧૮. કયો હાથ? ૧૯. આ કેવી રમત છે? ૨૦. કઈ ટેકરી? ૨૧. પેલા કયા ટાપુઓ છે? ૨૨. કેવું કમનસીબ? ૨૩. પેલા કયા પર્વતો છે? ૨૪. કયો ઘરડો માણસ ખૂબસુરત છે? ૨૫. દાક્તર કયો છે? ૨૬. કયો દાક્તર? ૨૭. દાક્તર કોણ છે?

ENGLISH TRANSLATION.

1. What man is this? 2. Who is this man? 3. Which man is this? 4. Which arrows? 5. Who is this old man? 6. What sort of a bone is this? 7. Which books? 8. What sort of buttons? 9. Which canoe? 10. Which chair? 11. Which chairs? 12. Which boy? 13. Which cocoanut trees? 14. Which date tree? 15. Who is this drunkard? 16. What trees are those? 17. Which trees are those? 18. Which hand? 19. What play is this? 20. Which hill? 21. What islands are those? 22. What misfortune? (what sort of a misfortune?) 23. What mountains are those? 24. Which old man is beautiful? 25. Which is the doctor? 26. Which doctor? 27. Who is the doctor?

---

## અભ્યાસપાઠ ૧૯ મો.

### ક્રિયાપદોનાં સામાન્યરૂપની ટીપ.

### List of Infinitives of Verbs.

સ્વાહીલીમાં ક્રિયાપદનાં સામાન્યરૂપની નિશાની હમેશાં "કુ" હોયછે, (જુઓ કલમ ૩૪ મી.) વળી નીચે આપેલાં ઘણાં ખરાં બધાં સામાન્યરૂપ ઇંગ્રેજી અક્ષરમાળા પ્રમાણે ગોઠવેલાં છે.

| | | | |
|---|---|---|---|
| કુ કુબાલી | કબુલ કરવું, કબુલ રાખવું | (ટુ ઍક્સેપ્ટ્) | To accept. |
| ,, શટાકી | તોહોમત મૂકવું | (ટુ ઍક્યુઝ્) | To accuse. |
| ,, પટાના | એકમત થવું | (ટુ ઍગ્રી) | To agree. |
| ,, બડીલી (બદીલી) | બદલાવવું. બદલી નાખવું | (ટુ ઑલ્ટર્) | To alter, to change. |
| ,, સુમ્બુઆ | હરકત કરવી, હેરાન કરવું | (ટુ ઍનૉય્) | To annoy. |
| ,, જીબુ | જવાબ આપવો | (ટુ ઍન્સર્) | To answer. |

| | | | |
|---|---|---|---|
| કુ ફીકા | આવી પહોંચવું, પહોંચી જવું | (ટુ ઍરાઇવ્) | To arrive. |
| ,, ઉલીઝા | પૂછવું | (ટુ આસ્ક્) | To ask. |
| ,, અમકા | જાગવું, જાગી ઊઠવું | (ટુ અવેક્) | To awake. |
| ,, ઓગા | નાહવું, સ્નાન કરવું | (ટુ બેધ્) | To bathe. |
| ,, ઝાઆ (ઝા) | ફળવંત હોવું, ફળવંત થવું | (ટુ બેઅર ફ્રુટ્) | To bear fruit. |
| ,, પીગા | મારવું, ઠોકવું | (ટુ બીટ્) | To beat. |
| ,, ઓમ્બા | માંગવું, વિનંતિ કરવી | (ટુ બેગ્) | To beg. |
| ,, આન્ઝા | શિરૂ કરવું, મંડવું, લાગવું | (ટુ બીગિન્) | To begin. |
| ,, સડીકી | માનવું, ઇતબાર કરવો | (ટુ બિલીવ્) | To believe. |
| ,, ઊમાં | કરડવું, ઇજા કરવી, ઇજા થવી, દંખવું | (ટુ બાઇટ) | To bite, sting. |
| ,, વુમાં | ફુંકવું, પવન લાગવો | (ટુ બ્લો) | To blow. |
| ,, જીસીફુ | મગરૂરી કરવી | (ટુ બોસ્ટ્) | To boast. |
| ,, ચેમકા (ચેમ્કા) | ઊકળવું, ઊકાળવું | (ટુ બૉઇલ) | To boil. |
| ,, ઝાલીવા | જન્મવું, પેદા થવું | (ટુ બી બૉર્ન્) | To be born. |
| ,, વેઝા | શકવું, શક્તિવાન હોવું | (ટુ બી એબલ્) | To be able. |
| ,, વુન્જા | ભાંગી નાખવું | (ટુ બ્રેક) | To break. |
| ,, લેટા | લાવવું, આણવું | (ટુ બ્રિન્ગ) | To bring. |
| ,, જેન્ગા | બાંધવું, ચણવું (ઇમારત વિગેરે) | (ટુ બિલ્ડ) | To build. |
| ,, વાકા | બળવું | (ટુ બર્ન) | To burn (*neut.*) |
| ,, ટેકેટ્ઝા | બાળવું | (ટુ બર્ન્) | To burn (*act.*) |
| ,, ઝીકા | દાટવું | (ટુ બેરી) | To bury. |
| ,, નુનુઆ | ખરીદવું | (ટુ બાઇ) | To buy, to purchase |
| ,, ઇટા | બોલાવવું | (ટુ કૉલ) | To call. |
| ,, અન્ગાલીઆ | સંભાળ લેવી | (ટુ ટેક્ કેર) | To take care. |
| ,, ટુન્ઝા | કોઇની સંભાળ લેવી | (ટુ ટેક કેર ઑફ) | To take care of. |
| ,, ચુકુઆ | લઇ જવું, ઉપાડી લઇ જવું | (ટુ કૅરી) | To carry. |
| ,, પકીઆ | વહાણમાં માલ ચઢાવવો, માલ લઇજવો | (ટુ લોડ આ શિપ્, ટુ કૅરી ઍઝ કાર્ગો) | To load a ship, to carry as cargo. |
| ,, કમાટા | પકડવું, ઝાલવું | (ટુ કેચ હોલ્ડ ઑફ) | To catch hold of. |
| ,, ગેઉકા | બદલી જવું, બદલાઇ જવું | (ટુ બી ચેન્જ્ડ) | To be changed. |
| ,, ડન્ગાંયાં | ઠગવું, છેતરવું, ઠગી લેવું | (ટુ ચીટ) | To cheat. |
| ,, ટફુના | ચાવવું (પાન,સોપારી વગેરે) | (ટુ ચ્યુ) | To chew. |
| ,, ચગુઆ | પસંદ કરવું | (ટુ ચૂઝ્) | To choose. |
| ,, પીગા માકોફી | તાળિઓ પાડવી | (ટુ ક્લૅપ ધિ હૅન્ડ્સ્) | To clap the hands. |
| ,, સાફીશા | સાફ કરવું. | (ટુ ક્લીન) | To clean. |
| ,, પાન્ડા (પાન્ઢા) | ચઢવું, ઉપર ચઢવું | (ટુ ક્લાઇમ્બ અપ્) | To climb up. |
| ,, કુસાંયાં (કુસાન્યા) | એકઠું કરવું | (ટુ કલેક્ટ) | To collect, to gather |
| ,, રૂડી | પાછા ફરવું, પાછા વળવું, પાછા આવવું, પાછા જવું | (ટુ કમ બૅક, ટુ ગો બૅક, ટુ રિટર્ન્) | To come back, to go back, to return. |

| | | | |
|---|---|---|---|
| કુ કરીબુ | નજદીક આવવું | (ટુ કમ નીઅર) | To come near. |
| ,, કરીબીઆ | (કાના) નજદીક આવવું | (ટુ કમ નીઅર ટુ) | To come near to. |
| ,, ટોકા | નીકળવું | (ટુ કમ આઉટ) | To come out, to go out. |
| ,, શીન્ડા(શીન્ધા) | જીતી લેવું | (ટુ કૉન્કર) | To conquer. |
| ,, પીકા | રાંધવું | (ટુ કુક) | To cook. |
| ,, કોહોઆ | ઉધરસવું, ઉધરસ થવી | (ટુ કફ) | To cough. |
| ,, ફુનીકા | ઢાંકવું | (ટુ કવર) | To cover. |
| ,, વુકા | ઓળંગી જવું, પારઉતરવું | (ટુ ક્રૉસ ઓવર) | To cross over. |
| ,, સેટા | ચગદીનાખવું, કચરીનાખવું | (ટુ ક્રશ) | To crush. |
| ,, લીઆ | રડવું, રોવું | (ટુ ક્રાઇ, ટુ વીપ) | To cry, to weep. |
| ,, લીમા | ખેડવું | (ટુ કલ્ટિવેટ) | To cultivate. |
| ,, પોયાં(પોંઇઆં) | સાફ કરવું, (માંદગીમાંથી) | (ટુ ક્યુર) | To cure. |
| ,, કાટા | કાપવું, કાપી નાખવું | (ટુ કટ, ટુ કટ ડાઉન) | To cut, to cut down. |
| ,, ચેઝા | રમવું, રમત કરવી, નાચવું | (ટુ પ્લે, ટુ ડૅન્સ) | To play, to dance. |
| ,, પુન્ગુઆ(ફુન્ગુઆ) | ઓછું હોવું, કમી થવું | (ટુ ડીક્રીઝ) | To decrease. |
| ,, લીન્ડા(લીન્ધા) | બચાવવું, બચાવ કરવો | (ટુ ડીફેન્ડ) | To defend. |
| ,, કવીઆ | ઢીલ કરવી, વખત લગાડવો | (ટુ ડીલે) | To delay. |
| ,, કાના | ના કહેવું, નાકબુલ રાખવું | (ટુ ડીનાઇ) | To deny. |
| ,, હરીબુ | બિગાડવું, ખરાબ કરવું | (ટુ સ્પૉઇલ) | To spoil. |
| ,, હરીબુ | નાશ કરવો બગાડવું | (ટુ ડિસ્ટ્રોય) | To destroy. |
| ,, છીમ્બા (છીમ્ના) | ખોદવું | (ટુ ડિગ) | To dig. |
| ,, ગવાંયાં(ગવાન્યા) | વેહેંચી નાંખવું, વેહેંચી લેવું | (ટુ ડિવાઇડ) | To divide. |
| ,, ફાંયાં (ફાન્યા) | કરવું, બનાવવું | (ટુ ડુ, ટુ મેક) | To do, to make. |
| ,, કોકોટા | ઘસેડવું, ઘસડી લઇ જવું | (ટુ ડ્રૅગ) | To drag. |
| ,, વુટા | ખેંચવું, તાણવું | (ટુ ડ્રૉ) | To draw. |
| ,, પીગા મસ્ટારી | લીટી દોરવી, લીટી આંકવી | (ટુ ડ્રૉ આ લાઇન) | To draw a line. |
| ,, ટેકા માજી | પાણી ભરવું, પાણી સીંચવું | (ટુ ડ્રૉ વૉટર) | To draw water. |
| ,, ઓટા | સ્વપ્નું આવવું, ખોઆબઆવવો | (ટુ ડ્રીમ) | To dream. |
| ,, ફુકુઝા | હાંકી કાઢવું, ધક્કા મારી કાઢવું | (ટુ ડ્રાઇવ અવે) | To drive away. |
| ,, કઉકા | સુકાવવું, સુકાઇ જવું | (ટુ ડ્રાઇ, ટુ ગેટ ડ્રાઇ) | To dry, to get dry. |
| ,, અનીકા | સુકાવવાને મુકવું | (ટુ પુટ આઉટ ટુ ડ્રાઇ) | To put out to dry. |
| ,, માગા | ખાલી કરવું, ઢોળી નાંખવું | (ટુ એમ્પ્ટિ આઉટ)<br>(ટુ સ્પિલ) | To empty out.<br>To spill. |
| ,, ઇશા (ક્વીશા) | છેડો આવવો, પુરું થવું | (ટુ એન્ડ) | To end, to be finished. |
| ,, ઇન્ગીઆ | દાખલ થવું, અંદર આવવું | (ટુ એન્ટર) | To enter. |
| ,, ઓકોકા | નાહાસીજવું, બચીજવું બચવું | (ટુ એસ્કેપ) | To escape, to be saved. |
| ,, એલેઝા | સમજાવવું | (ટુ એક્સ્પ્લેન) | To explain. |
| ,, પુન્ગુકા | ઘટીજવું, ઓછું થઇ પડવું, કમી થવું | (ટુ ફૉલ શૉર્ટ)<br>(ટુ બિકમ લેસ) | To fall short.<br>To become less. |

| | | | |
|---|---|---|---|
| કુ અન્ગુકા | પડવું, પડીજવું | ( ટુ ફૉલ્ ) | To fall, to fall down. |
| ,, ફુન્ગા | બાંધવું, બંદકરવું | ( ટુ ફૅસન્ ) | To fasten. |
| ,, ફુન્ગા | બંદકરવું, ઢાંકવું (બારણાંવિગેરે) | ( ટુ શટ્ ) | To shut. |
| ,, ઓગોપા | બિહિવું, ધાસ્તી ખાવી | ( ટુ ફીયર્ ) | To fear. |
| ,, લીશા | ખવરાવવું | ( ટુ ફીડ્ ) | To feed. |
| ,, પીગાના | લડવું, મારામારી કરવી | ( ટુ ફાઇટ્ ) | To fight. |
| ,, ઓના | જોવું, જડવું, મળવું | ( ટુ સી, ટુ ફાઇન્ડ્) | To see, to find. |
| ,, માલીઝા | પુરૂં કરવું, અંતલાવવો | ( ટુ ફિનિશ્) | To finish. |
| ,, કાઝા | જોડી દેવું, બરાબર બેસ્તું કરવું | ( ટુ ફિક્સ્ ) | To fix. |
| ,, રૂખા | ઉડવું, ઉડીજવું | ( ટુ ફ્લાઈ) | To fly. |
| ,, કુન્જા | ઘડીવાળવી, બેવડું કરવું [જવું | ( ટુ ફોલ્ડ્ ) | To fold. |
| ,, ફુઆટા | પાછળ પાછળ ચાલવું, પછવાડે | ( ટુ ફૉલો ) | To follow. |
| ,, ગોમ્બેઝા | મનાઈ કરવી | ( ટુ ફરબિડ્) | To forbid. |
| ,, સહાઉ (સહાઓ) | ભૂલીજવું, વીસરીજવું | ( ટુ ફરગેટ્ ) | To forget. |
| ,, સમેહે | માફ કરવું | ( ટુ ફરગિવ્ ) | To forgive. |
| ,, પાટા | જડવું, મળવું | ( ટુ ગેટ્ ) | To get. |
| ,, લેવા | પીધેલા હોવું, છાકટ થવું | ( ટુ ગેટ ડ્રન્ક્ ) | To get drunk. |
| ,, ટોકા | બહાર નીકળવું | ( ટુ ગેટ્ આઉટ્) | To get out. |
| ,, ઓન્ડોકા | ઊઠવું, ઊભાથવું | ( ટુ ગેટ અપ્ ) | To get up. |
| ,, રૂડી | પાછા જવું | (ટુ ગોબૅક, ટુ રિટર્ન્) | To go back, return. |
| ,, ઓઝા | સડી જવું, ખરાબ થઈ જવું | (ટુ ગો બૅડ, ટુ રૉટ્) | To go bad, to rot. |
| ,, એન્ડા, એને-ન્ડા (or કવેન્ઢા) | જવું This is one of the irregular verbs. | ( ટુ ગો ) | To go. |
| | [મુખે ચાલવું | | [first. |
| ,, ટન્ગુલીઆ | આગળ આગળ ચાલવું, પ્ર- | (ટુ ગો બીફોર્ ) | To go before, to go |
| ,, પીટા | વટાઈ જવું, પાસેથઈને જવું { | (ટુ પાસ, ટુ ગો બાઇ, | To pass, to go by. |
| ,, શુકા | નીચે આવવું, નીચે ઉતરવું | (ટુ ગો ડાઉન, ટુ કમ | To go down, to come |
| ,, સાગા | દળવું, પીસવું | (ટુ ગ્રાઇન્ડ્)[ડાઉન) | To grind. [down. |
| ,, લીન્ડા (લીન્ઢા) | ચોકી કરવી, બચાવકરવો | ( ટુ ગાર્ડ, ટુ ડીફેન્ડ્) | To guard, to defend. |
| ,, ધુરૂ | ઈજા કરવી, નુકસાની પહોંચા- | ( ટુ હાર્મ્ ) | To harm. |
| ,, ચુકીઆ | ધિક્કારવું, તિરસ્કારવું [ડવી | ( ટુ હેટ્ ) | To hate. |
| ,, સિકીઆ | સાંભળવું, | ( ટુ હીયર, ) | To hear. |
| ,, (સીકીઆ) | સમજવું | ( ટુ અન્ડરસ્ટૅન્ડ્ ) | To understand. |
| ,, સઈડીઆ (સયીડીઆ) | મદદકરવી, ટેકો આપવો | ( ટુ હેલ્પ્ ) | To help. |
| ,, ફીઆ | સંતાડવું, છુપાવવું | ( ટુ હાઇડ્) | To hide. |
| ,, ઝિવીઆ (ઝવિઆ) | અટકાવ કરવો [પડાવવું | ( ટુ હિંડર્ ) | To hinder. |
| ,, ટ્વેકા | ઊપર ચઢાવવું, ઊપર ખેંચવું, ઊ- | ( ટુ હૉઇસ્ટ્ ) | To hoist. |
| ,, શીકા | પકડવું, ઝાલીરાખવું, ધરવું | ( ટુ હોલ્ડ ) | To hold. |

કુ ઊમા — ઈજા કરવી, દુઃખ દેવું, ઈજા થવી (ટુ હર્ટ, ટુ પેન) To hurt, to pain.
,, ઊન્ગા — જોડી દેવું, સાંધી દેવું (ટુ જૉઇન્) To join.
,, અસુઆ (હુકુમ) — ઇન્સાફ કરવો (ટુ જજ્) To judge.
,, રૂખા — કુદવું, નાચવું, ઉડવું, ઠેકવું (ટુ જમ્પ્) To jump, to fly.
,, પીગા ઠેકે — લાત મારવી (ટુ કિક્) To kick.
,, ઊઆ — કતલ કરવું, મારી નાખવું (ટુ કિલ્) To kill.
,, છીન્જા (ચીન્જા) — હલાલ કરવું, (ખાવાસારૂ) કતલ કરવું (ટુ કિલ્ ફૉર ફૂડ્) To kill for food.
,, જુઆ — જાણવું, ખબર હોવી (ટુ નો) To know.
,, ચેકા — હસવું (ટુ લાફ્) To laugh.
,, જીફુન્ઝા — શીખવું, જ્ઞાન મેળવવું (ટુ લર્ન્) To learn.
,, આચા — છોડી દેવું, મૂકી દેવું (ટુ લીવ) To leave.
,, આગા — રજા માગવી, (કોઈની) રજા લેવી (ટુ ટેક્ લીવ્ ઑફ્) To take leave of.
,, ઇનુઆ — ઊપાડવું (ટુ લિફ્ટ્ અપ્) To lift up.
,, સિકીલીઝા — સાંભળવું, ધ્યાન આપવું (ટુ લિસન્) To listen.
,, તઝામાં — જોવું, નિહાળવું (ટુ લુક્) To look.
,, ટફુટા — શોધવું, શોધી કાઢવું (ટુ લુક ફૉર્, ટુ સર્ચ ફૉર્) To look for, to search for.
,, લેગેઝા — ઢીલું કરવું, મોકળું કરવું (ટુ લૂઝન) To loosen.
,, પોટેઆ — ખોવાઈ જવું, ગુમ થવું (ટુ બી લૉસ્ટ્) To be lost.
,, પેન્દા — ઇચ્છવું, ચાહાવું, પસંદ કરવું (ટુ લવ્) To love, to like, to prefer.
,, શુશા — નીચે ઉતારવું (ટુ લોવર્) To lower, to lower down.
,, ફાંયાં (ફાંઆ, અથવા ફાઇઝા) — કરવું, બનાવવું (ટુ મેક, ટુ ડુ) To make, to do.
,, ઓઆ — પરણવું, વિવાહ કરવો (ટુ મૅરી) To marry (a wife).
,, પીમા — માપવું, ભરવું, માપણુ કરવી (ટુ મેઝર્) To measure.
,, ઓનાના — મળવું, ભેગા થવું (ટુ મીટ્) To meet.
,, કુટા — સાથે મળવું, (કોઇની સાથે) ભેગા થવું (ટુ મીટ ઉવિથ) To meet with.
,, ચેયુકા — પીગળવું, પીગળી જવું (ટુ મેલ્ટ્) To melt.
,, કોસા — ભૂલ કરવી, ખતા કરવી, ચૂકી જવું (ટુ મિસ્ટેક, ટુ બ્લંડર્) To mistake, to blunder, to miss.
,, ચન્ગાયાં — ભેળવું, મેલવણી કરવી (ટુ મિક્સ્) To mix.
,, અમુરૂ — હુકમ કરવો, ફરમાસ કરવી (ટુ ઑર્ડર્) To order.
,, અ[illegible]ડવા, (પિન્ઢવા) — ઊથલાવવું, ઊંધુ વાળવું (ટુ ઓવર ટર્ન) To overturn.
,, માગા[illegible]વા (વીવા) — દેણદાર હોવું, કરજવાન હોવું (ટુ ઓ) To owe, to be indebted.
[illegible]ઇશા (કુ[illegible] — આપવું (પગાર, કરજ વિગેરે) (ટુ પે) To pay.
[illegible]લીનુગી આ — ચુંટવું, ચુંટીલેવું, વીણી લેવું (ટુ પિક અપ્) To pick up.
[illegible] મિકોકા
[illegible]મેલઝા — સચૂંટી કાઢવું, પસંદ કરવું (ટુ પિક આઉટ્), (ટુ સિલેક્ટ્) To pick out. To select.
[illegible] — મૂકવું, ધરી રાખવું (ટુ પ્લેસ્, ટુ કીપ્) To place, to keep.

| | | | |
|---|---|---|---|
| કુ પેન્દેઝા | ખુશી કરવું | (ટુ પ્લીઝ) | To please. |
| ,, મિમીના | રેડવું, ઓતવું | (ટુ પોર્) | To pour. |
| ,, સીફુ | વખાણ કરવા, વખાણવું | (ટુ પ્રેઝ્) | To praise. |
| ,, ઓમ્બા | વિનંતિ કરવી, પ્રાર્થના કરવી | (ટુ પ્રે) | To pray. |
| ,, ફાનીકીવા | આબાદ થવું | (ટુ પ્રૉસ્પર્) | To prosper. |
| ,, વુટા | ખેંચવું, તાણવું | (ટુ પુલ્) | To pull. |
| ,, સુકુમા | ધક્કો મારવો, હેલવું, હડસેલવું | (ટુ પુશ) | To push. |
| ,, ટીઆ | નાખવું, મેલવું | (ટુ પુટ ઇનટુ) | To put into. |
| ,, વાઆ | પેહેરવું | (ટુ પુટ ઑન્) | To put on (clothes, &c.) |
| ,, ઝીમાં | ઓલવી નાખવું, બુજાવી નાખવું | (ટુ પુટ આઉટ) | To put out (a light). |
| ,, ગોમ્બાના (ગોમ્બાના) | કજીઓ કરવો | (ટુ ક્વૉરલ) | To quarrel. |
| ,, સોમા | વાંચવું | (ટુ રીડ્) | To read. |
| ,, પોકેઆ | લેવું, મેળવવું, | (ટુ રીસીવ્) | To receive. |
| ,, કટાઆ | ના પાડવી, ના કહેવું | (ટુ રેફ્યુઝ) | To refuse. |
| ,, જુટા | દિલગીર થવું, દિલગીરી કરવી | (ટુ રીગ્રેટ્) | To regret. |
| ,, ફુરાહી | ખુશી થવું | (ટુ રીજૉઇસ્) | To rejoice. |
| ,, સલીઆ | બાકી રેહેવું, વધી પડવું | (ટુ રીમેન ઓવર્) | To remain over. |
| ,, કુમ્બુકા | યાદ રાખવું, સંભારવું | (ટુ રિમેમ્બર), (ટુ રીકલેક્ટ) | To remember. To recollect. |
| ,, કુમ્બુશા | યાદ આપવું, યાદ દેવરાવવું | (ટુ રીમાઇન્ડ) | To remind. |
| ,, પુમ્ઝીકા | આરામ લેવો, વિસામો લેવો | (ટુ રેસ્ટ) | To rest. |
| ,, રૂડી | પાછા આવવું, પાછા જવું | (ટુ રિટર્ન્) | To return (*neut.*) |
| ,, રૂડીશા | પાછું આપવું, પાછું વાળવું | (ટુ રિટર્ન, ટુ ગિવ્ બૅક્) | To return, to give back. |
| ,, ઓકા | સેકવું, ભૂંજવું, તળવું | (ટુ રોસ્ટ્) | To roast, to fry. |
| ,, ઓઝા | સડી જવું, બગડી જવું | (ટુ રૉટ્) | To rot, to go bad. |
| ,, વીરીન્ગા | ગોળ થવું, ગોળ હોવું | (ટુ બી રાઉન્ડ્) | To be round. |
| ,, સુગુઆ | ઘસવું, માંજવું, સાફ કરવું | (ટુ રબ, ટુ ક્લીન્ઝ્) | To rub, to cleanse. |
| ,, પીગા મ્બીઓ | દોડવું | (ટુ રન્) | To run. |
| ,, કિમ્બીઆ | નાહાસી જવું, ભાગી જવું | (ટુ રન અવે, ટુ ફ્લી) | To run away, to flee. |
| ,, સેમા | કહેવું, વાતચીત કરવી | (ટુ સે, ટુ ટૉક્) | To say, to talk. |
| ,, ટવાંયાં | વિખેરી નાખવું, ચુંથી નાખવું | (ટુ સ્કૅટર) | To scatter. |
| ,, કુના | નખડિયાં પાડવાં, વિખોડવું | (ટુ સ્ક્રૅચ્) | To scratch. |
| ,, પેલેકા | મોકલવું, મોકલી દેવું | (ટુ સેન્ડ્) | To send. |
| ,, શોના | સીવવું | (ટુ સો) | To sew. |
| ,, ટિકીસા | હલાવવું, ધુણાવવું | (ટુ શેક્) | To shake. |
| ,, ઓઆ | હજામત કરવી, મુંડવું | (ટુ શેવ્) | To shave. |

| | | | |
|---|---|---|---|
| કુ ઑંએશા | બતાવવું. દેખાડવું | ( ટુ શો) | To show. |
| ,, ઇમ્બા(ઇમ્ભા) | ગાવું, ગાયન કરવું | ( ટુ સિન્ગ્ ) | To sing. |
| ,, ઝામા | ડુબવું, ડુબીજવું | ( ટુ સિન્ક્,ટુ ડ્રાઉન) | To sink, to drown. |
| ,, કા (કાઆ) | બેસવું, રેહેવું | ( ટુ સિટ, ટુ રિમેન્) | To sit, to remain. |
| ,, કાકી ટકો | બેસી રેહેવું, બેસી જવું | ( ટુ સિટ્ ડાઉન્ ) | To sit down. |
| ,, પીગા કોફી | થપ્પડ મારવી, લપડાક મારવી | ( ટુ સ્લૅપ) | To slap, to box the ear. |
| ,, લાલા | સૂવું, સૂઈ રહેવું | ( ટુ સ્લીપ્) | To sleep. |
| ,, નુખા | વાસ નીકળવો, વાસમારવો | ( ટુ સ્મેલ્) | To smell (*neut.*) |
| ,, સિકીટીકા | દિલગીર થવું, દિલગીર હોવું | ( ટુ બી સૉરી) | To be sorry. |
| ,, નેના | બોલવું | ( ટુ સ્પીક્) | To speak. |
| ,, ટુમીઆં | ખરચવુ, વાપરવું | ( ટુ સ્પેન્ડ્, ટુ યુઝ્) | To spend, to use. |
| ,, માગા | ઢોળવું, ઢોળી નાખવું | ( ટુ સ્પિલ્ ) | To spill. |
| ,, પસુઆ | ચીરવું, ચીરી નાખવું | ( ટુ સ્પ્લિટ) | To split. |
| ,, એનેઆ | ફેલાવું, પસરાવું, પથરાઈ જવું | ( ટુ સ્પ્રેડ્ ) | To spread. |
| ,, સિમામાં | ઉભવું, ઉભારેહેવું | ( ટુ સ્ટૅન્ડ્) | To stand. |
| ,, ટોશા | પૂરૂં પડવું, પૂરૂં હોવું | ( ટુ સફિસ્ ) | To suffice. |
| ,, ટોશેઆ | આશ્ચર્ય ઉપજાવવું | ( ટુ સરપ્રાઇઝ્) | To surprise. |
| ,, ઝુન્ગુકા | ઘેરી લેવું, ચોતરફ આવી રેહેવું | ( ટુ સરાઉન્ડ્) | To surround. |
| ,, ફગીઆ | વાસીદુ કાઢવું, ઝાડવું | ( ટુ સ્વીપ્ ) | To sweep. |
| ,, વીમ્બા | સૂજી આવવું | ( ટુ સ્વેલ્ ) | To swell. |
| ,, ટવા(ટવાઆ) | લેવું | ( ટુ ટેક્ ) | To take. |
| ,, ટોઆ | લઈ જવું, લઈ લેવું | ( ટુ ટેક અવે ) | To take away. |
| ,, વુઆ | લૂગડાં ઉતારવાં | ( ટુ ટેક ઑફ્ ક્લોધ્ઝ) | To take off clothes. |
| ,, ઓન્જા | ચાખવું, સ્વાદ લેવો | ( ટુ ટેસ્ટ્ ) | To taste. |
| ,, ફુન્ડીશા(ફુન્દીશા) | શિખવવું | ( ટુ ટીચ ) | To teach. |
| ,, ટાટુઆ | ફાડવું, ફાડી નાખવું | ( ટુ ટેર્ ) | To tear. |
| ,, ટાટુકા | ફાટી જવું | ( ટુ બી ટૉર્ન્) | To be torn. |
| ,, રારૂઆ | ટુકડે ટુકડાકરવા, ફાડીનાખવું | ( ટુ ટેર ઇન પીસીસ્) | To tear in pieces. |
| ,, અમ્બીઆ or (અમ્બીઆ) | કેહેવું | ( ટુ ટેલ્ ) | To tell. |
| ,, ધાની | વિચારવું, ખ્યાલ કરવો | ( ટુ થિન્ક્, ટુ સપોઝ્) | To think, to suppose. |
| ,, ટુપા | ફેંકવું, ફેંકી નાખવું | ( ટુ થ્રો ) | To throw. |
| ,, ફુન્ગા | બાંધવું | ( ટુ ટાઈ, ટુ બાઇન્ડ્) | To tie, to bind. |
| ,, ચોકા | થાકીજવું, કંટાળી જવું | ( ટુ બીકમ ટાયર્ડ્) | To become tired. |
| ,, ગુસા | અડવું, સ્પર્શ કરવો | ( ટુ ટચ્ ) | To touch. |
| ,, સફીરી | સફર કરવી, મુસાફરી કરવી | ( ટુ ટ્રૅવેલ ) | To travel. |
| ,, જરીબુ | અજમાવવું, તજવીજ કરવી | ( ટુ ટ્રાઇ ) | To try. |

| | | | |
|---|---|---|---|
| કુ ગેઉઝા | બદલાવવું, ફેરવી નાંખવું | ( ટુ ટર્ન ) | To turn (*act.*) |
| ,, ગેઉકા | બદલવું, બદલીજવું, ફરવું | ( ટુ ટર્ન ) | To turn (*neut.*) |
| ,, ફુનુઆ | { ઊઘાડવું, ખોલવું ઢાકણું, ચોપડી, પાના વિગેરે } | (ટુ ઓપન) | To open, to uncover |
| ,, ફુન્ગુઆ } ,, ફુન્ગવા } | { ઊઘાડવું, ખોલવું, છોડવું (બારણું), બાંધેલા બાચકાને વિગેરે } | (ટુ ઓપન) | To open, to unfasten |
| ,, સિકીઆ | સમજવું, સાંભળવું | { (ટુ અન્ડરસ્ટૅન્ડ, ટુ હીયર્.) | To understand. To hear. |
| ,, ટુમીઆ | વાપરવું, ઉપયોગમાં લેવું | ( ટુ યુઝ્ ) | To use. |
| ,, ન્ગોજા ( સંગોજા ) | રાહજોવી, થોભવું | ( ટુ ઉવેટ્ ) | To wait. |
| ,,ટેમ્બેઆ(ટંમ્બેઆ) | { ચાલવું ફરવા જવું, સેહેલ કરવા જવું } | (ટુ ઉવૉક્) (ટુ ટેક આ ઉવૉક્) | To walk. To take a walk. |
| ,, ટાકા | { ખપ હોવો, જરૂર હોવી, માંગવું } | (ટુ ઉવૉન્ટ્) | To want., |
| ,, ઓશા ( કોશા) | ધોવું, ધોઈ નાખવું | ( ટુ ઉવાશ્) | To wash. |
| ,, ફુટા | લૂછી નાખવું, લૂછવું | ( ટુ ઉવાઇપ્ ) | To wipe. |
| ,, તાજાબુ (તાઆજાબુ) | તાજુબ થવું, અજબ થવું | ( ટુ ઉવન્ડર્) | To wonder |
| ,, અબુડુ (અબુદુ) | ભક્તિ કરવી, ભજવું | ( ટુ ઉવરશિપ્ ) | To worship. |
| ,, અન્ઢીકા | લખવું | ( ટુ રાઇટ્ ) | To write. |

---

# બોધપાઠ ૧૧ મો.

## ક્રિયાપદનાં કાળ.

## The Tenses of Verbs.

૪૪. સ્વાહીલીભાષામાં જેમ પુરૂષવાચક સર્વનામને માટે ક્રિયાપદની પૂર્વે ઉપસર્ગો લગાડવામાં આવેછે, તેમજ સઘળા કાળને વાસ્તે પણ ઉપસર્ગો વપરાયછે, જે ક્રિયાપદની પૂર્વે અને પુરૂષવાચક કર્તરિ ઉપસર્ગોની પાછળ મુકાયછે. (જુઓ કલમ ૫૦ મી).

૪૫. **સાદોવર્તમાનકાળ** (Indefinite present tense) દર્શાવવા માટે સ્વાહીલીમાં ક્રિયાપદની પૂર્વે આ ઉપસર્ગ લાગેછે, પણ આ ઉપસર્ગ જાતે સ્વર હોવાથી વાક્યના પુરૂષ વાચક ઉપસર્ગોમાં થોડા ફેરફાર થાયછે માટે એ કાળને વિષે પાછળથી એટલેકે સ્વરાક્ષરોથી થતા ફેરફાર બતાવી ગયા પછી પૂરતી રીતે સમજાવવામાં આવશે (જુઓ કલમ ૬૪ મી).

એ **સાદાવર્તમાનકાળને** બદલે જંગબાર બંદરના ઘણા લોકો વારંવાર **ચાલુવર્તમાન** કાળ વાપરેછે, અને તે બન્નેના અર્થ એકસરખા ગણેછે.

૪૬. **ચાલુવર્તમાનકાળ** (The present imperfect or the continuous present tense) સ્વાહીલીમાં ક્રિયાપદની પૂર્વે અને પુરૂષવાચક કર્તરિ ઉપસર્ગોની પાછળ **ના** ઉપસર્ગ ઉમેરવાથી થાયછે, જેમકે;—

| | | |
|---|---|---|
| નીનાપેન્ઢા | હું ચાહુંછું | I am loving. |
| ટુના પેન્ઢા | અમે ચાહિયે છિયે | We are loving. |

૪૭. ભુતકાળને વાસ્તે ક્રિયાપદની પૂર્વે **લી** અથવા **આલી** ઉપસર્ગ વપરાય-

છે, પણ તેઓમાંના આલી ઉપસર્ગનો પ્રથમાક્ષર સ્વર હોવાથી વાક્યમાં થોડો ફેરફાર થાયછે, માટે આલી ઉપસર્ગ વિષે પાછળથી સ્વરાક્ષરોને લગતી હકીકત આવી ગયા પછી કેહેવામાં આવશે (જૂઓ કલમ ૬૪). આ પાઠમાં ફક્ત લી ઉપસર્ગ ઉમેરવાથી થતો ભૂતકાળ બતાવેલછે જેમકે;—

નીલીપેન્ઢા મેં ચાહ્યું 'I loved.

ટુલીપેન્ઢા અમે ચાહ્યું We loved.

૪૮. ભવિષ્યકાળને વાસ્તે ક્રિયાપદની પૂર્વે અને પુરૂષવાચક કર્તરિ ઉપસર્ગોની પાછળ હમેશાં ટા ઉપસર્ગ વપરાયછે, જેમકે;—

નીટાપેન્ઢા હું ચાહીશ I shall love (or like).

ટુટાપેન્ઢા અમે ચાહીશું We shall love.

૪૯. ભૂતવર્તમાનકાળ દર્શાવવાઅર્થે સ્વાહીલીમાં મે ઉપસર્ગ વપરાયછે, એવિષે સર્વે હકીકત કલમ ૩૪ તથા ૩૫ માં કહી ગયા છિયે માટે અત્રે તેનાં વિષે કાંઈ વધારે કહેવાની જરૂર નથી, એવી જાતના બીજા મિશ્રિતકાળ (The compound tenses) સ્વાહીલી ભાષામાં ઇંગ્રેજી ભાષાની માફક કેટલાક સહાયકારક ક્રિયાપદોની મદદથી બનેછે. જેઓના વિષે આગળ ચાલતાં કહેવામાં આવશે.

૫૦. હજીસુધી ફક્ત ઉપર જણાવેલા ચાર કાળ વિષે બોલી ગયા છિયે, તેઓની પૂરતી સમજ નીચેના ઉદાહરણોથી પડશે;—

**પહેલો પુરૂષ એકવચન.**

| | | | |
|---|---|---|---|
| ચાલુવર્તમાનકાળ | *નીનાપેન્ઢા | હું ચાહુંછું | I am loving. |
| ભૂતકાળ | નીલીપેન્ઢા | મેં ચાહ્યું | I loved. |
| ભવિષ્યકાળ | નીટાપેન્ઢા | હું ચાહીશ | I shall love. |
| ભૂતવર્તમાનકાળ | નીમેપેન્ઢા | મેં ચાહ્યુંછે | I have loved. |

**બીજો પુરૂષ એકવચન.**

| | | | |
|---|---|---|---|
| ચાલુવર્તમાનકાળ | ઉનાપેન્ઢા | તું ચાહેછે | You (*sing.*) are loving. |
| ભૂતકાળ | ઉલીપેન્ઢા | તેં ચાહ્યુ | You (*sing.*) loved. |
| ભવિષ્યકાળ | ઉટાપેન્ઢા | તુ ચહાશે | You (*sing.*) will love. |
| ભૂતવર્તમાનકાળ | ઉમેપેન્ઢા | તેં ચાહ્યુંછે | You (*sing.*) have loved. |

**ત્રીજો પુરૂષ એકવચન.**

| | | | |
|---|---|---|---|
| ચાલુવર્તમાનકાળ | આનાપેન્ઢા | તે ચાહેછે | He (or she) is loving. |
| ભૂતકાળ | આલીપેન્ઢા | તેણે ચાહ્યું | He (or she) loved. |
| ભવિષ્યકાળ | આટાપેન્ઢા | તે ચાહાશે | He (or she) will love. |
| ભૂતવર્તમાનકાળ | આમેપેન્ઢા | તેણે ચાહ્યુંછે | He (or she) has loved. |

---

*નીનાપેન્ઢા એમાં "ની" પેહેલા પુરૂષ એકવચન કર્તરિ ઉપસર્ગ છે; "ના" ચાલુ વર્તમાન કાળ બતાવેછે; અને "પેન્ઢા" ક્રિયાપદ છે. એવાં વાક્યોનો અર્થ વારંવાર સાદાવર્તમાનકાળ જેવો પણ ઘણા લોકો કરેછે, જેમકે;— નીનાપેન્ઢા = હું ચાહુંછું = I love.

### ત્રીજો પુરૂષ એકવચન.

"કી" વર્ગ.

| | | | |
|---|---|---|---|
| ચાલુવર્તમાનકાળ | કીના અન્ગુકા | તે (ચીજ, વગેરે) પડેછે | It is falling. |
| ભુતકાળ | કીલી અન્ગુકા | તે ,, પડી | It fell, it fell down. |
| ભવિષ્યકાળ | કીટા અન્ગુકા | તે ,, પડશે | It will fall. |
| ભુતવર્તમાનકાળ | કીમે અન્ગુકા | તે ,, પડીછે | It has fallen. |

### ત્રીજો પુરૂષ એકવચન.

"મ્ટી" વર્ગ.

| | | | |
|---|---|---|---|
| ચાલુવર્તમાનકાળ | ઉના અન્ગુકા | તે (ઝાડ, વગેરે) પડેછે | It is falling. |
| ભુતકાળ | ઉલી અન્ગુકા | તે ,, પડયું | It fell. |
| ભવિષ્યકાળ | ઉટા અન્ગુકા | તે ,, પડશે | It will fall. |
| ભુતવર્તમાનકાળ | ઉમે અન્ગુકા | તે ,, પડયુંછે | It has fallen. |

સુચના—એ સઘળા ઉદાહરણોમાં એકવચન રૂપ વાપરેલાંછે તેઓને બહુવચનનાં રૂપ આપવાં હોય ત્યારે ફક્ત પુરૂષવાચક ઉપસર્ગો બદલાવીને બહુવચન માટે વપરાતા પુરૂષવાચક ઉપસર્ગો વાપરવા (જુઓ કલમ ૩૧ મી); જેમકેઃ—

| | | |
|---|---|---|
| ટુના પેન્ડા | અમે ચાહિયે છિયે | We are loving. |
| વાના પેન્ડા | તેઓ ચાહેછે | They are loving. |

ઇત્યાદિ.

---

## અભ્યાસપાઠ ૧૪ મો.

### ક્રિયાપદના કાળને લગતાં સ્વાહીલી વાકયો.

### Phrases illustrating the use of Tenses.

૧. નીમેકુબાલી. ૨. ઉટારાટાકી. ૩. ટુમેપટાના. ૪. વીટાબડીલી. ૫. વાટાસુમ્બુઆ. ૬. નીલીજીબુ. ૭. ઇનાઅન્ગુકા. ૮. કિપોકુ આનાઓમ્બા. ૯. વાજીન્ગા વાના ઉલીઝા. ૧૦. કિબોકો આનાઅમ્કા. ૧૧. ટુટાઓગા. ૧૨. વીરોબોટો વાટાઉમાં. ૧૩. વાટોટો વાના જી સીકુ. ૧૪. વાટોટો વાઇન્ને વામેઝાલીવા. ૧૫. વાઝુન્ગુ વામેનુનુઆ. ૧૬. ગલીનુનુઆ. ૧૭. વાઝે વાલીચેઝા. ૧૮. વાચુન્ગા વાનાપીગા માકોશી. ૧૯. ગ્ટોટો આટાપાન્દા. ૨૦. ગ્ઝુન્ગુ આટા શીન્દા. ૨૧. ગ્પીશી આમેપીકા. ૨૨. ગ્સકુરા ઉલે ઉમેવુકા. ૨૩. વાટોટો હાવા વાટાલીઆ. ૨૪. વાટુમાં વાટાલીમા. ૨૫. વાજાકાઝી વાના ચેઝા. ૨૬. વાટુમાં વાબાયા વાલે વાના કવીઆ. ૨૭. વાટગ્રાના વાલી છીમ્બા. ૨૮. આમે ફુંગ્યાં (આમે ફુંઇઆં). ૨૯. નીમેપીગા મીસ્ટારી. ૩૦. કિટુન્ગુ કીમેકઉકા. ૩૧. વાલેવી વાનાપીગાના. ૩૨. મીટી મીરેફુ, ઇલીઅન્ગુકા. ૩૩. ગ્કાટી ઉમે ઓઝા. ૩૪. વાજાકાઝી વાના સાગા. ૩૫. ઉટાપીકા. ૩૬. નીના ટફુટા. ૩૭. ગ્ઝે આમેઓગા. ૩૮. વાટાલીપા. ૩૯. ટુલી ઓકોટા. ૪૦. ઉનાસુકુમાં. ૪૧. નીનાસોમાં. ૪૨. ગ્કાલમે આલીકટા (ગ્શાઉમે આલીકટાઆ). ૪૩. ગ્ટુમાં આલીજુટા. ૪૪. વાપગાઝી વાના પુગ્ઝીકા. ૪૫. વાટુમાં વાલે વામેટેકા માજી. ૪૬. વાઝુન્ગુ સીતા વામે લેવા.

## ગુજરાતી તરજુમો.

૧. મેં કબુલ કીધુંછે. ૨. તું તોહોમત મૂકશે (માનાર્થે તમે તોહોમત મૂકશો). ૩. અમે એકમત થયા છિયે. ૪. તેઓ બદલી જશે (ચીજો, ખુરસીઓ, વગેરે "કી" વર્ગના શબ્દો). ૫. તેઓ દુઃખ દેશે (તેઓ કંટાળો આપશે). ૬. મેં જવાબ આપ્યો. ૭. તેઓ પડેછે (ઝાડ ઇત્યાદિ "મ્ટી" વર્ગના શબ્દો). ૮. આંધળો માણસ ભીખ માંગેછે. ૯. જંગલી માણસો પૂછેછે. ૧૦. દરિયાઈ ઘોડો જાગેછે. ૧૧. અમે નાહાશું. ૧૨. ચાંચડા કરડશે. ૧૩. છોકરાંઓ મગરૂરી કરેછે ( અથવા છોકરાંઓ પોતાને વખાણેછે. ) ૧૪. ચાર છોકરાં જન્મ્યાં છે. ૧૫. સાહેબલોકોએ ખરીદ કીધુંછે. ૧૬. તમે ખરીદ કીધું. ૧૭. ઘરડા માણસો રમ્યા. ૧૮. ગોવાળિઆઓ તાળીઓ પાડેછે. ૧૯. છોકરો ( ઉપર) ચઢશે. ૨૦. સાહેબલોક જીતી લેશે. ૨૧. રસોઇઆએ રાંધ્યુંછે. ૨૨. પેલો કાફલો પાર ઉતરી ગયો છે. ૨૩. આ છોકરાંઓ રડશે. ૨૪. ગુલામો ખેડશે (ખેતર, વાડી, ઇત્યાદિ). ૨૫. ગોલીઓ રમેછે. ૨૬. પેલા ખરાબ ગુલામો ઢીલ કરેછે. ૨૭. ગુલામોએ ખોદ્યું. ૨૮. તેણે કીધુંછે. ૨૯. મેં લીટીઓ દોરીછે. ૩૦. કુંગળી ( પ્યાજ) સૂકાઈ ગઈ છે. ૩૧. છાકટા લડેછે. ૩૨. ઊંચાં ઝાડો પડી ગયાં. ૩૩. રોટલી ખરાબ થઈ ગઈ છે (સડી ગઈ છે). ૩૪. ગોલીઓ દળેછે. ૩૫. તું રાંધશે (માનાર્થે 'તમે' રાંધશો.) ૩૬. હું શોધુંછું. ૩૭. ઘરડો માણસ પરણ્યોછે. ૩૮. તેઓ આપશે (પૈસા, પગાર, વગેરે). ૩૯. અમે ચુંટયું (અમે વીણ્યું). ૪૦. તું ધક્કો મારેછે. ૪૧. હું વાચુંછું. ૪૨. સરદારે નાપાડી. ૪૩. ગુલામે પસ્તાવો કીધો (ગુલામ દિલગીર થયો). ૪૪. સફરી હમાલો આરામ લેછે. ૪૫. પેલા ગુલામોએ પાણી ભર્યુંછે (સીંચ્યુંછે). ૪૬. છ સાહેબલોકો પીવેલાછે (પીવેલા થયાછે).

### ENGLISH TRANSLATION.

1. I have accepted. 2. You (*sing.*) will accuse. 3. We have agreed. 4. They (the things, &c.) will alter. 5. They will annoy. 6. I answered. 7. They (the trees, &c.) are falling. 8. The blind man is begging. 9. The simpletons are asking. 10. The hyppopotamus is awaking. 11. We shall bathe. 12. The fleas will bite. 13. The children are boasting (or are praising themselves). 14. Four children have been born. 15. The Europeans have bought. 16. You bought. 17. The old people played. 18. The herdsmen are clapping (their) hands. 19. The boy will climb up. 20. The European will conquer. 21. The cook has cooked. 22. That caravan has crossed over. 23. These children will cry. 24. The slaves will cultivate. 25. The slave women are playing. 26. Those bad slaves are delaying. 27. The slaves dug. 28. He has done. 29. I have drawn lines. 30. The onion has got dry. 31. The drunkards are fighting. 32. The tall trees fell down. 33. The loaf has gone bad. 34. The female slaves are grinding. 35. You (*sing.*) will cook. 36. I am looking for. 37. The old man has married (a wife). 38. They will pay. 39. We picked up. 40. You (*sing.*) are pushing. 41. I am reading. 42. The chief refused. 43. The slave regretted. 44. The caravan porters are resting. 45. Those slaves have drawn water. 46. The six Europeans have got drunk.

# બોધપાઠ ૧૨ મો.

## કર્મણિવિભક્તિ તથા પુરૂષવાચક કર્મણિઉપસર્ગો.

## The objective case and its personal prefixes.

૫૧. સ્વાહીલીમાં ગુજરાતીની માફક સાત વિભક્તિઓ છે, જેમાંની મુખ્ય ત્રણ છે. ૧. પ્રથમા અથવા કર્તરી ૨. દ્વિતીયા અથવા **કર્મણિ** અને ૩. ષષ્ઠી અથવા છઠ્ઠી વિભક્તિ; એ ત્રણ શિવાય બીજી સઘળી વિભક્તિ ઇંગ્રેજી ભાષાની માફક કોઈ **નામયોગીઅવ્યયથી** અથવા ક્રિયાપદનાં કોઈ રૂપથી દર્શાવાયછે. આ બોધપાઠમાં બીજી એટલે **કર્મણિ** વિભક્તિ જે ક્રિયાપદનું કર્મ બતાવેછે તેના વિષે બોલિયે છિયે.

૫૨. જ્યારે ક્રિયાપદનું **કર્મ** કોઈ **નામ** હોય ત્યારે તેને કર્તાની માફક કોઈપણ ઉપસર્ગ કે પ્રત્યય લાગતો નથી એટલે કે તેનાં અસલ રૂપમાં કશો ફેરફાર થતો નથી, જેમકે;—

મ્તુ આનાપીગા મ્તુ=માણસ માણસને મારેછે. A man is beating a man.

મ્ટુમાં આલીપીગા મ્ટોટો=ગુલામે છોકરાને માર્યો A slave beat a boy.

પણ જ્યારે ક્રિયાપદનું **કર્મ** કોઈ **પુરૂષવાચક સર્વનામ** હોય ત્યારે તેને માટે ક્રિયાપદની પૂર્વે નીચે આપેલા **કર્મણિ** ઉપસર્ગોમાંથી કોઈ પણ લાગેછે, જે હમેશાં ક્રિયાપદ તથા કાળના ઉપસર્ગની વચ્ચે આવેછે;—

| | | એકવચન. | | | બહુવચન. | |
|---|---|---|---|---|---|---|
| પેહેલો પુરૂષ | ની | મને, હુંને | Me. | ટુ | અમને, આપણને | Us. |
| બીજો પુરૂષ | કુ | તને, તુને | Thee.* | વા | તમને | You. |
| ત્રીજો પુરૂષ ("મ્તુ" વર્ગ) | મ | તેને, તેણીને | Him or her. | વા | તેઓને, તેમને | Them. |
| ,, ("કી" વર્ગ) | કી | તેને | It. | વી | તેઓને | Them. |
| ,, ("ન્દી" વર્ગ) | ઉ (અથવા) ઈ | તેને | It. | ઈ (અથવા) ઈ | તેઓને | Them. |

૫૩. એ કર્મણિ ઉપસર્ગો કર્તાના પુરૂષવાચક ઉપસર્ગોને ઘણે દરજ્જે મળતા આવેછે અને જે થોડો ફેર છે તે માત્ર બીજા તથા ત્રીજા પુરૂષના "મ્તુ" વર્ગમાં છે (જુઓ કલમ ૩૧ મી), અને તે બન્ને પુરૂષોનાં બહુવચન રૂપમાં ઉપર બતાવ્યા પ્રમાણે કર્મણિ ઉપસર્ગો એક સરખા છે તોપણ તેઓ બોલવાની ઢબ ઉપરથી તથા સમયઉપરથી પારખી કઢાયછે; એ સઘળા ઉપસર્ગ કર્મતરીકે વાક્યમાં કેવી રીતે વપરાયછે તે નીચેના ઉદાહરણોથી પૂરતી રીતે સમજાશે;—

એકવચન.

† આનાની પેન્ઢા તે મને ચાહેછે He is loving me (or he loves me).

---

* Thee એ શબ્દ ઇંગ્રેજીમાં માન વગરનો હોવાથી તેને ઠેકાણે હમેશાં માનાર્થે "યુ" (You) વપરાયછે તેથી જે ઠેકાણે "તું અથવા તને" (Thou or thee) જેવો અર્થ બતાવવો હશે તે ઠેકાણે ઇંગ્રેજીમાં અમે You (*sing.*) આ પ્રમાણે લખશું.

† "આનાની પેન્ઢા" એ વાક્યનું નીચે પ્રમાણે પૃથક્કરણ કરી બતાવ્યાથી વધારે ખુલ્લી રીતે સમજ પડશે;

"આ" ત્રીજો પુરૂષ એકવચન કર્તરિ ઉપસર્ગ છે, (તે, તેણી He or she).

"ના" ચાલુ વર્તમાનકાળ બતાવેછે, એ રૂપ વખતોવખત સાદા વર્તમાનકાળને ઠેકાણે ઘણા લોકો વાપરેછે.

"ની" પેહેલા પુરૂષ એકવચન તથા કર્મણી ઉપસર્ગ છે (મને, હુંને me).

"પેન્ઢા" ક્રિયાપદ છે, એનું સામાન્યરૂપ કુપેન્ઢા (ચાહવું To love).

એકવચન ( ચાલુ ).

| | | |
|---|---|---|
| આનાકુ પેન્દા | તે તને ચાહેછે | He is loving you (*sing*). |
| આનામ પેન્દા | તે તેને (તેણીને) ચાહેછે | He is loving him (or her). |
| (કી વર્ગ) આનાકી પેન્દા | તે તેને ચાહેછે (ચીજને ઈ૦.) | He is loving it (a thing, &c.) |
| (મ્ટી વર્ગ) આનાઉ પેન્દા | તે તેને ચાહેછે (ઝાડને ઈ૦.) | He is loving it (a tree, &c.) |

બહુવચન.

| | | |
|---|---|---|
| આનાટુ પેન્દા | તે અમને ચાહેછે | He is loving us. |
| આનાવા પેન્દા | તે તમને ચાહેછે. | He is loving you. |
| આનાવા પેન્દા | તે તેઓને ચાહેછે | He is loving them. |
| (કી વર્ગ) આનાવી પેન્દા | તે તેઓને ચાહેછે (ચીજોને ઈ.) | He is loving them (things, &c). |
| (મ્ટી વર્ગ) આનાઈ પેન્દા | તે તેઓને ચાહેછે (ઝાડોને ઈ.) | He is loving them (trees, &c.) |

**સૂચના**—એ પુરૂષવાચક કર્મણિ ઉપસર્ગો તથા કલમ ૩૧ માં બતાવેલા કર્તરિ ઉપસર્ગો જ્યારે કોઈ સ્વરાક્ષરની પૂર્વે આવે ત્યારે તેઓમાં થોડો ફેરફાર કરવો પડેછે તે વિષે હવે પછી કહેવામાં આવશે (જુઓ કલમ ૬૪).

૫૪. એ ભાષાનાં કોઈ વાક્યમાં ક્રિયાપદનું કર્મ આપેલું હોય તે છતાં પણ જો કર્મણિ ઉપસર્ગ વાપરવામાં આવે તો તે કર્મ તરીકે વાપરેલા શબ્દનો ગુજરાતીમાં અર્થ કોઈ ચોક્કસ પ્રાણી પદાર્થ હોય તેવો થાયછે; એટલે કે ઇંગ્રેજીમાં એ ચોક્કસપણાનો અર્થ બતાવવા સારૂ કર્મની પૂર્વે નિયમિત આર્ટિકલ અથવા ડેફિનિટ આર્ટિકલ ધિ (The) મૂકેછે, અને તેનો અર્થ તે જેવો થાયછે, પરંતુ તે એટલો બધો રૂઢ નહિ હોવાથી તેને ગુજરાતીમાં વખતોવખત કાંઉસમાં મૂકવામાં આવશે; જેમકે;—

| | | |
|---|---|---|
| આનાપીગા મ્ટુ | તે માણસને મારેછે | He is beating a man. |
| આનામ્પીગા મ્ટુ | તે (તે) માણસને મારેછે | He is beating the man. |
| આનાકાટા મ્ટી | તે ઝાડ કાપેછે | He is cutting down a tree. |
| આનાઉકાટા મ્ટી | તે (તે) ઝાડ કાપેછે | He is cutting down the tree. |

૫૫. જ્યારે કોઈ દર્શકસર્વનામકે પુરૂષવાચક સર્વનામ ક્રિયાપદનું કર્મ હોય અથવા જ્યારે કર્મ કોઈ નામ હોય અને તેની સાથે દર્શકસર્વનામ આવેલું હોય ત્યારે સ્વાહીલીમાં ઘણું કરી કર્મણિ ઉપસર્ગ ક્રિયાપદની પૂર્વે હમેશાં લાગેછે ; જેમકે;—

| | | |
|---|---|---|
| આનામ્પીગા | તે તેને મારેછે | He is beating him. |
| આનાઉકાટા (મ્ટી) | તે તેને (ઝાડને) કાપેછે | He is cutting it (the tree). |
| નીનામ્પીગા યુલે | હું તેને (પેલાને) મારૂંછું | I am beating him (that person). |
| નીનામ્પીગા મ્ટુ યુલે | હું તે માણસને મારૂંછું | I am beating that man. |
| આનાઉકાટા મ્ટી હુઉ | તે આ ઝાડને કાપેછે | He is cutting down this tree. |

એ પ્રમાણે "ડેફિનિટ" તથા "ઇનડેફિનિટ" આર્ટિકલ્સ વિષે જે ઉપર સમજાવ્યુંછે તે શિવાય સ્વાહીલી ભાષામાં હજી સુધી કાંઈ વધારે હકીકત જાણવામાં આવી નથી.

# અભ્યાસપાઠ ૧૫ મો.

## સ્વાહીલી વાક્યો.

## Swahili Phrases.

૧. મ્શાલે ઉલીમ્પીગા. ૨. આનાચુકુઆ વીકાપો સીતા. ૩. ઉટાઈઆચા મીફુપા ૪. નીમેઓના કિટાબુ. ૫. નીમેકીઓના કિટાબુ. ૬. વાતુ સીતા વાલીઉ સુકુમા મ્ટુમ્બી. ૭. મ્કુ-લ્મે આમેલેટા કીટી. ૮. મ્કુલ્મે આમેકીલેટા કીટી. ૯. નીટાકીપાટા કીટી કીલે. ૧૦. નીમે કાટા કીઝીબો. ૧૧. નીમેકી કાટા કીઝીબો. ૧૨. નીમે ઉઆ વીરોબોટો સબા. ૧૩. વાલીવા-ઓના વાગેની. ૧૪. ટુલીઓના મકોનો. ૧૫. ટુલીઈઓના મકોનો. ૧૬. ટુલીઈઓના મકોનો હીલે. ૧૭. આલીનીઓએશા મ્ઝ્ટાગી. ૧૮. મ્લાન્ગો ઉમેઓઝા. ૧૯. વાગેની વાલી-જેન્ગા વીબાન્ડા વીવીલી. ૨૦. મ્કાલીમાની મ્ડોગો આલીજીસીફુ. ૨૧. વામેલેટા વીહાન્ડા વીવીલી. ૨૨. વાતુ કુમી વાનકિકોટા મીઝીન્ગા મીપ્પૂબા મીવીલી. ૨૩. નીલીકુટા વાટોટો વાઇન્ને. ૨૪. નીલીવાકુટા વાટોટો વાઇન્ને. ૨૫. વાટોટો વાઇન્ને વામેઝાલીવા. ૨૬. વાઝુન્ગુ વામે-કાટા મીનાઝી. ૨૭. મ્પીશી આમેઉવુન્જા મ્ટુન્ગી હુઉ. ૨૮. કીજાકાઝી આમેપાટા કિટાના કીઝુરી. ૨૯. વાઝુન્ગુ વામેમૂઆ (મ + ઊઆ) મ્પીશી મ્વીવુ યુલે. ૩૦. વાટુમાં વાબાયા કુમી વાનારૂડી.

## ગુજરાતી તરજુમો.

૧. તીર તેને વાગ્યું. ૨. તે છ છલ્લીઓ લઈ જાયછે. ૩. તું (તે) હાડકાં મુકીદેશે. ૪. મેં ચોપડી જોઈછે. ૫. મેં (તે) ચોપડી જોઈછે. ૬. છ માણસોએ (તે) હોડીને હડેલી. ૭. સરદાર ખુરસી લાવ્યોછે. ૮. સરદાર (તે) ખુરસી લાવ્યોછે. ૯. મને તે ખુરસી જડશે. ૧૦. મેં બૂચ (બાટલીનો) કાપી નાખ્યોછે. ૧૧. મેં (તે) બૂચ કાપી નાખ્યોછે. ૧૨. મેં સાત ચાંચડને મારી નાખ્યાં છે. ૧૩. તેઓએ (તે) પરદેશીઓને જોયા. ૧૪. અમે હાથ (*pl*) જોયા. ૧૫. અમે (તે) હાથ જોયા. ૧૬. અમે તે (પેલા) હાથ જોયા. ૧૭. તેણે મને લીટી બતાવી. ૧૮. બારણું સડી ગયુંછે. ૧૯. પરદેશીઓએ બે ઝુંપડાં બાંધ્યાં. ૨૦. તે નાના દ્વિભાષિએ મગરૂરી કીધી (અથવા, પોતાનાં વખાણ કીધા). ૨૧. તેઓએ બે ખાટલા આણ્યાછે. ૨૨. દશ માણસો બે મોટી તોપોને ઘસડી લઈ જાયછે. ૨૩. હુ ચાર છોકરાંને મળ્યો. ૨૪. હુ (તે) ચાર છોકરાંને મળ્યો. ૨૫. ચાર છોકરાં જન્મ્યાં છે. ૨૬. સાહેબલોકોએ નાળિયેરીઓ કાપી નાખીછે. ૨૭. રસોઈઆએ આ (પાણીની) માટલી ભાંગી નાખીછે. ૨૮. ગુલામ છોકરીને સુંદર કાંસકી જડીછે. ૨૯. સાહેબલોકોએ પેલા આળસુ રસોઈઆને મારી નાખ્યોછે. ૩૦. દશ ખરાબ ગુલામો પાછા આવેછે.

### English Translation.

1. The arrow hit him. 2. He is carrying six matting bags. 3. You (*sing.*) will leave the bones. 4. I have seen a book. 5. I have seen the book. 6. Six men pushed the canoe (off). 7. The chief has brought a chair. 8. The chief has brought the chair. 9. I shall get that chair. 10. I have cut down a cork. 11. I have cut down the cork. 12. I have killed seven fleas. 13. They saw the foreigners. 14. We saw hands. 15. We saw the hands.

16. We saw those hands. 17. He showed me a line. 18. The door is rotten. 19. The strangers built two huts. 20. The young interpreter boasted (or praised himself). 21. They have brought two bedsteads. 22. Ten men are dragging two large cannons. 23. I met with four children. 24. I met with the four children. 25. Four children have been born. 26. The Europeans have cut down (the) cocoanut trees. 27. The cook has broken this water-jar. 28. The slave-girl has got a beautiful comb. 29. The Europeans have killed that idle cook. 30. Ten bad slaves are coming back.

---

# બોધપાઠ ૧૩ મો.

## બીજા તથા ત્રીજા વર્ગના અનિયમિત શબ્દો.

## Irregular words of the 2nd and 3rd classes.

૫૯. કલમ છઠ્ઠી તથા સાતમીમાં કહી ગયા છિયે કે જે શબ્દો મ્હુ તથા મ્ટી વર્ગનાં **નામ** હોય તેઓનું બહુવચન કરવા સારૂ ફક્ત **મ** પ્રથમાક્ષર બદલીને વા તથા **મી** કરવો પડેછે, પણ જ્યારે તેવાં **નામો**નાં એકવચન રૂપમાં **મ** પ્રથમાક્ષરની તરતજ પાછળ અથવા તેની સાથે જોડાયેલો કોઈ સ્વર આવે ત્યારે તેઓનું બહુવચન કરવામાં નીચે બતાવ્યા પ્રમાણે કેટલાક શબ્દોમાં તે સ્વર કાયમ રહેછે અને કેટલાકમાં તદન ઉડી જાયછે, માટે તેઓ થોડા કે ઘણા અનિયમિત કહેવાયછે, પણ સભાગ્ય એવા શબ્દો સ્વાહીલીમાં બહુજ થોડા છે. જેમાંના ઘણા ખરા અત્રે આપ્યાછે:—

| એકવચન. | ગુજરાતીઅર્થ. | ઈંગ્રેજીઅર્થ. | બહુવચન. |
|---|---|---|---|
| માનાઉમેં (માનામુમેં) | મરદ, માણસ | A man. | વાનાવાઉમેં. |
| માલીમુ | શિખવનાર, શિક્ષક, માલમ | A teacher. | વાલીમુ. |
| માના | છોકરૂં, બચ્ચું, બાળક | A child. | વાના (વાઆના). |
| માનાકે | બાયડી, ઓરત, સ્ત્રી | A woman. | વાનાવાકે. |
| માસુઝી (કાધી,કાઝી) | ઈન્સાફકરનાર, જજ | A judge. | વાસુઝી. |
| મુઅન્દીશી | લખનાર, મુત્સદી | A writer. | વાઅન્દીશી. |
| મુઆશી | કડિઓ, ચૂના કામ કરનાર | A mason. | વાઆશી (વાશી). |
| મુએંએવે (મુએવે) | પોતે, ધણી, ખુદ | The owner. | વેંએવે. |
| મુએન્ઝી (મ્વેન્ઝી) | સાથી, સંગાતી, સોબતી | A companion. | વેન્ઝી. |
| મુઈવી | ચોર, ચોરી કરનાર | A thief. | વેવી. |
| મોગા | બીકણ, હિચકારો | A coward. | વાઓગા. |
| મુમેં | નર, મરદ | A male. | વાઉમેં |
| મુઓકોઝી | બચાવનાર, તારણ કરનાર | Saviour. | વાઓકોઝી. |
| માકા (મકા) | વર્ષ, વરસ (૧૨ મહિના) | A year. | મીઆકા. |
| માન્ઝો | શરૂઆત, આરંભ, મંડાણ | A beginning. | મીઆન્ઝો. |
| માવુલી (મવુલી) | છત્રી, છત્તર | An umbrella. | મીઆવુલી. |

| | | | |
|---|---|---|---|
| મ્એમ્બે (મ્એમ્ભે) | આંબાનું ઝાડ | A mango-tree. | મીએમ્બે. |
| મ્એઝી | મહિનો, ચંદ્રમાં | A month or the moon. | મીએઝી. |
| મુઈબા | કાંટો [કપકીર | A thorn. | મીઈબા (મીંભા). |
| મુઈકો | કણછો, ડોઈ, મોટો ચમચો, | A spoon, &c. | મીઈકો (મીકો). |
| મુઈલી (મ્વીલી) | શરીર, અંગ | A body. | મીલી. |
| મુઈશો | છેડો, અંત, આખરી | An end. | મીશો. |
| મ્ઓશી | ધૂમાડો | Smoke. | મીઓશી. |
| મ્ઓટો | આગ, દેવતા | Fire. | મીઓટો. |
| મ્ઓયો | દિલ, જિગર. | The heart. | મીઓયો. |
| મામ્બા (મામ્ભા) | ખડક, પત્થરની ટેકરી | A rock. | મીઆમ્બા. |

---

# બોધપાઠ ૧૪ મો.

## સ્વરાક્ષરથી શરૂ થતાં વિશેષણ.

## Adjectives beginning with a Vowel.

૫૭. સ્વાહીલીમાં વિશેષણનો પ્રથમાક્ષર (initial letter) **વ્યંજન** હોય અને તે બીજા એટલે "મ્ડુ" વર્ગનાં નામોનો ગુણ બતાવે તો તેને સંબંધાર્થે એકવચનમાં "મ" તથા બહુવચનમાં "વા" ઉપસર્ગ લાગેછે (જુઓ કલમ ૯ મી. b.); પણ જ્યારે વિશેષણનો પ્રથમાક્ષર **સ્વર** હોય અને તેજ "મ્ડુ" વર્ગનાં નામોનો ગુણ બતાવે ત્યારે તેને એકવચનમાં "મ" ને બદલે "મ્વ" અથવા "મુ" તથા બહુવચનમાં "વા" ને બદલે "વ" ઉપસર્ગ લાગેછે, જેમકે;—

**એમાં** સારૂં Good.

| | | | |
|---|---|---|---|
| મ્ડુ મ્વેમાં | સારો માણસ | A good man. | } વિશેષણનો પ્રથમાક્ષર સ્વર. |
| વાટુ વેમાં | સારા માણસો | Good men. | |
| મ્ડુ મ્બાયા | ખરાબ માણસ | A bad man. | } વિશેષણનો પ્રથમાક્ષર **વ્યંજન.** |
| વાટુ વાબાયા | ખરાબ માણસો | Bad men. | |

૫૮. વિશેષણનો પ્રથમાક્ષર જ્યારે **વ્યંજન** હોય અને તે ત્રીજા વર્ગનાં નામોનો ગુણ બતાવે ત્યારે તેને સંબંધાર્થે એકવચનમાં "મ" તથા બહુવચનમાં "મી" ઉપસર્ગો લાગેછે (જુઓ કલમ ૯ મી c ); પણ જો વિશેષણનો પ્રથમાક્ષર **સ્વર** હોય તો એકવચનમાં "મ" ને બદલે "મ્વ" અથવા "મુ" તથા બહુવચનમાં "મી" ને બદલે "મ" લાગેછે; જેમકે;—

| | | | |
|---|---|---|---|
| મ્ટી મ્વેમાં | સારૂં ઝાડ | A good tree. | } વિશેષણનો પ્રથમાક્ષર સ્વર. |
| મીટી મેમાં | સારાં ઝાડો | Good trees. | |
| મ્ટી મ્બાયા | ખરાબ ઝાડ | A bad tree. | } વિશેષણનો પ્રથમાક્ષર **વ્યંજન.** |
| મીટી મીબાયા | ખરાબ ઝાડો | Bad trees. | |

૫૯. સ્વરાક્ષરથી શિરૂ થતાં વિશેષણ જ્યારે "કી" નામના પેહેલા વર્ગના શબ્દોનો ગુણ બતાવે ત્યારે તેઓને એકવચનમાં ચ તથા બહુવચનમાં વ્ય ઉપસર્ગો લાગેછે; તેમજ વળી કેટલાક "કી" વર્ગના શબ્દોનો પ્રથમાક્ષર ચ' હોવાથી તેઓનું બહુવચન પણ એવીજ રીતિ

ચ બદલીને ત્ય કરવાથી થાયછે, માટે તેવા શબ્દો તથા તેઓને લગતી થોડી હકીકત એવાં વિશેષણથી પ્રથમ આવવી જોઈએ [જૂઓ કલમ ૬૧-૬૨ મી]; એ કારણથી આ પાઠમાં પેહેલા વર્ગના નામો પડતા મૂકી ફક્ત બીજા તથા ત્રીજા વર્ગનાં નામોનો ગુણ બતાવનારાં સ્વરાક્ષરથી શિરૂથતાં વિશેષણ કેવીરીતે વાપરવા તે બતાવ્યું છે.

૬૦. એ ભાષામાં વિશેષણ ઘણું કરી પોતાની સાથે સંબંધ રાખનાર નામની પાછળ આવેછે, અને તે નામ જે વર્ગનું હોય તે ઉપરથી વિચાર કરી જે ઉપસર્ગ લાગુ પડે તે પેલાં વિશેષણની પૂર્વે ઉમેરી દેવો; એવી રીતે ઉપસર્ગ લગાડ્યા શિવાય વિશેષણનું ફક્ત મૂળ રૂપ કદી વપરાતું નથી [જૂઓ પાને ૩૭ માં સૂચના] જેમકે;—

| | | | | |
|---|---|---|---|---|
| મ્‌ટુ એમા | ને બદલે | મ્‌ટુ મ્વેમા | સારો માણસ | A good man. |
| વાટુ એમા | ને બદલે | વાટુ વેમા | સારા માણસો. | Good men. |

એવી રીતે સ્વરાક્ષરથી શિરૂથતાં વિશેષણ સ્વાહીલીમાં બહુ થોડાં છે, જેમાંના ઘણાં ખરાં નીચેની ટીપમાં આપ્યાંછે.

### સ્વરાક્ષરથી શિરૂ થતાં વિશેષણની ટીપ.

### A list of Adjectives beginning with a Vowel.

| | | |
|---|---|---|
| એઉસી | કાળું, કાળારંગનું, અંધારા વાળું | Black, dark. |
| એરેવુ | બદો, લુચ્ચો, પક્કો | Cunning, subtle, shrewd. |
| ઇન્ગીને | બીજું, જૂદું | Different, other. |
| એપેસી | સેહેલું | Easy. |
| એપેસી | હલકું (વજનમાં) | Light (not heavy). |
| અનાના | નમ્ર, નરમ, માયાળુ | Gentle, soft. |
| એમાં | સારો, સારૂં | Good. |
| એંજે | વાળો, ધરાવતો | Having, possessing, with. |
| એઊપે | સફેદ, સફેદરંગનું, ઊજળું | White, of a white colour, clear. |
| ઉમ્મે ( or ઊમેં ) | નર જાતિનું | Male. |
| ઇન્ગી ( or ઇંગી ) | ઘણું, પુષ્કળ | Much, many. |
| એમ્બામ્બા | સાંકડું, નાજુક | Narrow, slender. |
| આરોરો | નરમ, લીસું | Soft, smooth. |

---

## અભ્યાસપાઠ ૧૬ મો.

### સ્વાહીલી વાક્યો.

### Swahili Phrases.

૧. મ્ટો હુઉ મ્વેમ્બામ્બા [ મેમ્બાંબા ]. ૨. નીલીપીગા મીસ્ટારી એઊસી. ૩. મોટો ઉનાવાકા. ૪. મીઝીગો હીઈ મેપેસી. ૫. મીઆકા ઈલિ મીકુપી. ૬. મીઆકા મીકુપી ઈલિ. ૭. મીઆન્ઝો મેમાં મીવીલી. ૮. વેવી વાલીકિમ્બીઆ. ૯. નીલીઓના વાટુ વેમ્બુન્ડુ વાથાનો. ૧૦. વાટુ વેઊસી વાવીલી વાલી ઓના મ્ટુ મ્વેઊપે(એ વાક્યમાં "મ્વેઊપે" શબ્દનો

ઉચ્ચાર હમેશાં "મ્બપે" સંભળાયછે.) ૧૧. ટુટાઓના મોશી મ્વેઉસી. ૧૨. વાલીમુ વાવીલી વાલીની ફુન્ઢીશા. ૧૩. ઉટા મુઇટા મુઅન્ઢીશી. ૧૪. નીલીઉ સિકીઆ માન્ઝો મ્બાયા. ૧૫. વાઆશી વાવીલી વાલીજેન્ગા વીબાન્ડા વીવીલી. ૧૬. વાઝુન્ગુ વાલી નુનુઆ મીઅવુલી મીખુબા મીન્ગી (એ વાક્યમાં "મીઅવુલી" શબ્દ જે બહુવચનમાં છે તેને બદલે ઘણા લોકો ભૂલથી વારંવાર તેનું એકવચન "મવુલી" વાપરેછે). ૧૭. વાનાઇકાટા મીએમ્બે મેમાં ઇલિ. ૧૮. મીએઝી હીઇ મેમાં, ઇલિ મીબાયા. ૧૯. વેઈ વેરેવુ વાવીલી વાલીઉ ટવા મ્ટુમ્બી.

## ગુજરાતી તરજુમો.

૧. આ નદી સાંકડી છે. ૨. મેં કાળી લીટીઓ આંકી. ૩. દેવતા બળેછે. ૪. આ બોજા હલકા છે. ૫. પેલાં વર્ષો ટુંકાં છે. ૬. પેલાં ટુંકાં વર્ષો. ૭. બે સારી શિરૂઆતો. ૮. ચોરો નહાસી ગયા. ૯. મેં પાંચ રાતા માણસો જોયા. ૧૦. બે કાળા માણસોએ (એક) ગોરા શખ્સને જોયો. ૧૧. અમે કાળો ધૂમાડો જોશું. ૧૨. બે શિક્ષકોએ મને શિખવ્યું (બે માલમોએ મને શિખવ્યું). ૧૩. તું લખનારને બોલાવશે. ૧૪. મેં ખરાબ શિરૂઆત સાંભળી. ૧૫. બે કડિયાઓએ બે ઝુંપડાં બાંધ્યાં. ૧૬. સાહેબ લોકોએ મોટી છત્રીઓ ઘણી ખરીદ કીધી. ૧૭. તેઓ પેલા આંબાનાં સારાં ઝાડ કાપી નાખેછે. ૧૮. આ મહિના સારા છે, પેલા ખરાબ છે. ૧૯. બે લુચ્ચા ચોરોએ (તે) હોડી લઇ લીધી.

### English Translation.

1. This river is narrow. 2. I drew black lines. 3. The fire is burning. 4. These burdens are light. 5. Those years are short. 6. Those short years. 7. Two good beginnings. 8. The thieves ran away. 9. I saw five red men. 10. Two black men saw a white person. 11. We shall see (the) black smoke. 12. Two teachers taught me. 13. You (*sing.*) will call the writer. 14. I heard the bad beginning. 15. The two masons built two huts. 16. The Europeans bought many large umbrellas. 17. They are cutting down those good mango-trees. 18. These months are good, those are bad. 19. Two cunning thieves took the canoe.

---

# બોધપાઠ ૧૫ મો.

## "ચ" પ્રથમાક્ષરવાળા "કી" વર્ગના શબ્દો.

## Words of the "KI" class beginning with "Ch."

૬૧. સ્વાહીલીમાં જે શબ્દોનો પ્રથમાક્ષર વળી ચ હોય તેઓ બધા પેહેલા એટલે "કી" વર્ગમાં ગણાયછે, કારણકે કી ઉપસર્ગ સ્વરાક્ષરની પૂર્વે બદલાઇને વારંવાર ચ બોલાયછે. (જુઓ કલમ ૬૨), પણ એવા શબ્દો એ ભાષામાં બહુ થોડા છે, જેઓનું બહુવચન ચ બદલીને વ્ય કરવાથી થાયછે, જેમકે;—

| એકવચન. | ગુજરાતી અર્થ. | ઇંગ્રેજી અર્થ. | બહુવચન. |
|---|---|---|---|
| ચાકુલા | ખોરાક, ખાવાની ચીજ | Food. | વ્યાકુલા. |
| ચાન્ગો | ખીલી, ખીટી | A peg. | વ્યાન્ગો. |
| ચાનુ | લાકડાંની કથરોટ, થાળી, પાતળ | A wooden plate. | વ્યાનુ. |

| | | | |
|---|---|---|---|
| ચેમ્પો | માપ, ભરપ | A measurement. | વ્યેમ્પો. |
| ચેઠી | ચિઠ્ઠી, પરવાનો, પાસ | A note, a passport, a pass. | વેઠી. |
| ચોમ્બો | વહાણ, વાસણ, ઠામણું | A vessel, a utensil. | વ્યોમ્બો. |
| ચો, ચોની, ચિરોની | શંડાસ, જાજરૂ | A water closet, a privy. | વ્યો, વ્યોની, વ્યિરોની. |
| ચુરા (ચૂલા) | દેડકો | A frog. | વ્યુરા. |
| ચુમાં | લોઢું, લોખંડ, લોહ | Iron, a piece of iron. | વ્યુમાં. |
| ચુન્ગુ | કુલ્લું, રાંધવાનું વાસણ | An earthen cooking pot. | વ્યુન્ગુ. |
| ચુમ્પો | ચોપડી, બુક | A book. | વ્યુમ્પો. |
| ચુમ્પોની (અથવા) છુમ્પોની | સ્કૂલ, નિશાળ[હથિયાર | A school. | વ્યુમ્પોની. |
| ચુસા | એક જાતનું ભાલા જેવું | A harpoon. | વ્યુસા. |
| ચુમ્બા (ચુમ્ભા) | ઓરડો | A chamber, a room. | વ્યુમ્બા. |

૬૨. પ્રથમાક્ષર વ્યંજન વાળાં વિશેષણ જે અમે અભ્યાસપાઠ ૩ જામાં આપી ગયા છિયે તેઓ જ્યારે કોઈ "કી" વર્ગનાં **નામોનો** ગુણ બતાવે ત્યારે તેઓને (કલમ ૯ મી માં કહ્યાપ્રમાણે) સંબંધાર્થે એકવચનમાં કી તથા બહુવચનમાં વી ઉપસર્ગો લાગેછે, પણ જ્યારે વિશેષણનો પ્રથમાક્ષર સ્વર હોય અને તે એજ "કી" વર્ગનાં નામનો ગુણ બતાવે ત્યારે તેને કી ને બદલે ચ તથા વી ને બદલે વ્ય લાગેછે, જેમકે ;—

| | | | |
|---|---|---|---|
| વિશેષણનો પ્રથમાક્ષર વ્યંજન. | કીટુ કીખૂબા | મોટી ચીજ | A large thing. |
| | વીટુ વીખૂબા | મોટી ચીજો | Large things. |
| | ચોમ્બો કીખૂબા | મોટું વહાણ | A large vessel. |
| | વ્યોમ્બો વીખૂબા | મોટાં વહાણો | Large vessels. |
| વિશેષણનો પ્રથમાક્ષર સ્વર. | કીટુ ચેખુન્ડુ | રાતી ચીજ | A red thing. |
| | વીટુ * વ્યેખુન્ડુ | રાતી ચીજો | Red things. |
| | ચાકુલા ચેમાં | સારો ખોરાક | Good food (*sing.*). |
| | વ્યાકુલા * વ્યેમાં | સારા ખોરાકો | Good food (*pl.*). |

---

# અભ્યાસપાઠ ૧૭ મો.

## સ્વાહીલી વાક્યો.

## Swahili Phrases.

૧. ચાકુલા ચેમાં. ૨. વ્યુરા વ્યેરેવુ કુમી. ૩. ચુમા કીઝીટો. ૪. વ્યાન્ગો *વ્યેઉસી વીથાનો હીવી. ૫. વ્યાન્ગો વ્યેઉસી હીવી વીથાનો. ૬. ચેમ્પો હીકી કીફુપી. ૭. નીમેપાટા વ્યેઠી વીવીલી. ૮. આલી ઓના ચોમ્બો ચેખુન્ડુ કીમોજા. ૯. સુવી આમેકીટવા ચોમ્બો. ૧૦. નીમેનુનુઆ વ્યાનું વીખૂબા કુમી. ૧૧. ઉમેલેટા ચુન્ગુ ચેખુન્ડુ કીમોજા. ૧૨. નીનાટાકા વ્યુન્ગુ વ્યેઉસી વીડોગો વીટાટુ. ૧૩. ઉટાકી ચુકવા કિટાબુ કીખૂબા કીલે?

---

* વ્યેખુન્ડુ, વ્યેમા, વ્યેઉસી, વ્યેરેવુ—એ શબ્દોના ઉચ્ચાર બોલવામાં વેખુન્ડુ, વેમા, વેઉસી તથા વેરેવુ ઇત્યાદિ જેવા સંભળાયછે.

### ગુજરાતી તરજુમો.

૧. સારો ખોરાક (સારી ખાવાની ચીજ). ૨. દશ લુચ્ચાં દેડકાં. ૩. લોઢું ભારે છે. ૪. આ પાંચ કાળી ખીલીઓ. ૫. આ કાળી ખીલીઓ પાંચ છે. ૬. આ માપ ટુંકી છે. ૭. મને બે ચિઠ્ઠીઓ જડી છે. ૮. તેણે એક રાતું વહાણ જોયું. ૯. મચ્છીમારે (તે) વહાણ લીધું છે. ૧૦. મેં દશ મોટી કથરોટો ખરીદ કીધીછે. ૧૧. તું એક રાતો કુંજો (માટીનું રાંધવાનું વાસણ) લાવ્યોછો. ૧૨. મને ત્રણ નાના કાળા કુંજા (રાંધવાના માટીનાં વાસણો) જોઈએ છે. ૧૩. તું પેલી મોટી ચોપડી લઈ જશે કે? (માનાર્થે "તમે લઈ જશો કે"?).

ENGLISH TRANSLATION.

1. Good food. 2. Ten cunning frogs. 3. Iron is heavy. 4. These five black pegs. 5. These black pegs are five. 6. This measurement is short. 7. I have got two notes. 8. He saw one red vessel. 9. The fisherman has taken the vessel. 10. I have bought ten large wooden plates. 11. You (*sing.*) have brought one red (earthen) cooking pot. 12. I want (or am wanting) three small black (earthen) cooking pots. 13. Will you (*sing.*) carry away that large book?

---

## બોધપાઠ ૧૬ મો.

### આદ્યાક્ષર સ્વરવાળા કાળનાં રૂપ; તથા તેઓની સાથે વપરાતા પુરૂષવાચક કર્તરિ તથા કર્મણિ ઉપસર્ગો.

### Forms of Vowel Tenses with Active and Passive personal prefixes.

૯૩. સ્વાહીલી ભાષામાં કોઈ કાળના ઉપસર્ગનો પ્રથમાક્ષર સ્વર હોય તો પુરૂષવાચક ઉપસર્ગોમાં થોડો ફેરફાર કરવો પડેછે, કારણ કે તેઓ હમેશાં એક બીજાની પાસે પાસે વપરાયછે; પણ કયા કયા કાળના ઉપસર્ગોનો આદ્યાક્ષર સ્વર હોયછે તેઓનાં નામ મારે પ્રથમ જણાવવાં જોઈએ;—

(૧) **સાદોવર્તમાનકાળ** (Indefinite present tense) **આ** સ્વર લગાડવાથી થાયછે (જુઓ કલમ ૪૫ મી).

(૨) **ભૂતકાળ** (Past tense) નેવાસ્તે **લી** તથા **આલી** બન્ને ઉપસર્ગો વપરાયછે, તેમાં **લી** ઉપસર્ગનો પ્રથમાક્ષર **વ્યંજન** હોવાથી તેને લગતી સર્વે હકીકત આગળ આપી ગયા છિયે (જુઓ કલમ ૪૭ મી); પણ **આલી** ઉપસર્ગનો પ્રથમાક્ષર સ્વર છે, તેથી વાક્યના પુરૂષવાચક ઉપસર્ગોમાં જે ફેરફાર થાયછે તે આ પાઠમાં પૂરતી રીતે સમજાવેલછે.

૯૪. ક્રિયાપદના કાળના ઉપસર્ગોનો પ્રથમાક્ષર વ્યંજન હોય ત્યારે પુરૂષવાચક ઉપસર્ગો કલમ ૩૧ માં બતાવ્યા પ્રમાણે વપરાયછે, પણ જો તેઓનો પ્રથમાક્ષર કોઈ સ્વર હોય તો પુરૂષવાચક ઉપસર્ગોમાં નીચે બતાવ્યા પ્રમાણે ફેરફાર થાયછે, કારણ કે કાળના ઉપસર્ગો પુરૂષવાચક ઉપસર્ગોની તરતજ પાછળ આવેછે, અને તેઓના બે સ્વર સાથે ભળી જવાથી ગુજરાતી ભાષાની પેઠે તેઓના ઉચ્ચાર ઘણે દરજ્જે બદલાઈ જાયછે;—

વાઇને. ૨૪. મ્ફાઇમે આપેન્ડા વાઝે. ૨૫. કીતુ ચામ્પેન્ડેઝા. ૨૬. વાટુ માંવાલીની ચુકીઆ. ૨૭. વાગેની વાલીટુ ઓગોપા.

ગુજરાતી તરજુમો.

૧. હું (તે) ઘરડા માણસને ચાહુંછું. ૨. હું ઘરડા માણસને ચાહુંછું. ૩. અમે ધિક્કારિયે છિયે. ૪. અમે તેઓને ધિક્કારિયે છિયે ૫. ઝુંપડું મને ખુશ કરેછે. ૬. આ ખોરાક ખુશ કરેછે. ૭. આ ખોરાક મને ખુશ કરેછે. ૮. આ ખોરાક તને ખુશ કરેછે. ૯. ચોપડીઓ પહોંચી. ૧૦. પેલી ચોપડીઓ પડી ગઇ. ૧૧. તું જન્મ્યો હતો (માનાર્થે "તમે જન્મ્યા હતા"). ૧૨. તેઓ જન્મ્યા હતા. ૧૩. તે મગરૂર થયો (તેણે પોતાના વખાણ કીધા). ૧૪. હું જાગ્યો, હું જાગી ઉઠ્યો. ૧૫. તું જાગ્યો (માનાર્થે, "તમે જાગ્યા"). ૧૬. ઊંચાં ઝાડો પડીગયાં. ૧૭. તેણે બારણું બંધ કીધું. ૧૮. તેણે (તે) બારણું બંધ કીધું. ૧૯. મોટું આંબાનું ઝાડ પડી ગયું. ૨૦. કડિયાઓ (એટલે ચુનાનું કામ કરનારાઓ)ને રાતી છત્રીઓ જોઈયે છે. ૨૧. ઢાંકણું બે રાંધવાના વાસણને ઢાંકેછે(બે કુન્નાને ઢાંકેછે.) ૨૨. ચાર કાળા ગુલામોએ તેઓને જોયા. ૨૩. તેઓએ ચાર કાળા ગુલામોને જોયા. ૨૪. સરદાર ઘરડા માણસોને ચાહેછે. ૨૫. વસ્તુ તેને ખુશી કરેછે. ૨૬. ગુલામોએ મને ધિક્કાર્યો. ૨૭. પરદેશીઓ અમારાથી બીધા.

ENGLISH TRANSLATION.

1. I love the old man. 2. I love an old man. 3. We hate. 4. We hate them. 5. The hut pleases me. 6. This food pleases. 7. This food pleases me. 8. This food pleases you (*sing.*) 9. The books arrived. 10. Those books fell down. 11. You (*sing.*) were born. 12. They were born. 13. He boasted (he praised himself). 14. I woke. 15. You (*sing.*) awoke. 16. The tall trees fell down. 17. He shut a door. 18. He shut the door. 19. The large mango-tree fell down. 20. The masons want red umbrellas. 21. The lid covers two cooking pots. 22. The four black slaves saw them. 23. They saw the four black slaves. 24. The chief loves old men. 25. The thing pleases him. 26. The slaves hated me. 27. The foreigners feared us.

---

# બોધપાઠ ૧૭ મો.

## છઠ્ઠી વિભક્તિ.

## The Possessive Case.

૬૭. સ્વાહીલી ભાષામાં છઠ્ઠી વિભક્તિને સારૂ (ઇંગ્રેજીમાં ઑફ of ની માફક) હમેશાં આ અવ્યય (particle) વપરાયછે, પણ આ અક્ષર જાતે સ્વર હોવાથી તેની સાથે તેની પૂર્વે લાગુ પડતો વ્યંજન લગાડ્યા શિવાય તે કદી એકલો વપરાતો નથી (જૂઓ કલમ ૬૯મી).

૬૮. છઠ્ઠી વિભક્તિ ઘણું કરી બે શબ્દોની વચ્ચે તેઓનો અરસપરસ સંબંધ બતાવવા અર્થે વપરાયછે જેમાંનો એક શબ્દ 'કબજે રાખનાર' અને બીજો 'કબજે હોનાર' તરીકે આવેછે. ગુજરાતી ભાષામાં ઘણું કરી 'કબજે રાખનાર' શબ્દ છઠ્ઠી વિભક્તિના પ્રત્યય **નો, ની, નું, નાં,** ઇત્યાદિથી આગળ અને 'કબજે હોનાર' શબ્દ તેની પાછળ આવેછે, જેમકે;—

કાળીદાસ "**ની**" ચોપડી, માણસ "**નું**" માથું, વિગેરે.

એ વિભક્તિ ઇંગ્રેજીમાં નીચે જણાવ્યાપ્રમાણે બે રીતે વપરાયછે;

(૧.) જ્યારે **નામને** છેડે વિરામ ચિન્હ સાથે "એસ" અક્ષર આપ્રમાણે "S" આવે ત્યારે વાક્યની શબ્દરચના ઘણું કરી ગુજરાતી ઢબને મળતી આવેછે, જેમકે;—

Kalidass's book; the man's head, &c.

(૨.) પણ જ્યારે **છઠ્ઠી વિભક્તિ** શબ્દયોગી અવ્યય ઑફ (of)થી દર્શાવવામાં આવે ત્યારે શબ્દરચના તેથી ઉલટી થઈ જાયછે. એટલે કે કબજે હોનાર ચીજ છઠ્ઠી વિભક્તિના અવ્યયથી આગળ અને કબજે રાખનાર તેની પાછળ આવેછે, જેમકે;—

The book of Kalidass; the head of a man, &c.

પણ સ્વાહીલી ભાષામાં **છઠ્ઠી વિભક્તિને** માટે શબ્દયોગી વાપરતાં વાક્યરચના ગુજરાતી ઢબથી તદ્દન ઉલટીં થઈ જાયછે અને ઇંગ્રેજીમાં "ઑફ" શબ્દયોગી અવ્યય વાપરવાથી થતી વાક્યરચનાને તદ્દન મળતી આવેછે, જેમકે;—

| | | |
|---|---|---|
| કિતાબુચ્યા **કાલીદાસ** | કાલીદાસની ચોપડી | The book of Kalidass. |
| કિચવા ચા મ્તુ | માણસનું માથું | The head of a man. |

૬૯. એ વિભક્તિને માટે વપરાતા આ અવ્યયની પૂર્વે (આગળ આવી ગયેલા ત્રણ વર્ગનાં નામોની સાથે સંબંધ રાખતાં) જૂદે જૂદે પ્રસંગે કયા કયા વ્યંજનો પ્રથમાક્ષર તરીકે ઉમેરાય છે તે નીચે આપેલા મુખ્ય પાંચ નિયમોથી જણાશે; જે નિયમો છઠ્ઠી વિભક્તિ માટે વપરાતા અવ્યયની પૂર્વેના શબ્દને એટલે કે કબજે હોનાર ચીજ (The thing possessed) ને લાગુ પડેછે, અને કબજે રાખનાર (The possessor) અથવા છઠ્ઠી વિભક્તિના અવ્યયની પાછળ આવેલા શબ્દને બિલકુલ લાગુ પડતા નથી.

(૧.) જ્યારે છઠ્ઠી વિભક્તિ માટે વપરાતા **નામયોગીની** પૂર્વેનો શબ્દ એકવચનમાં હોય અને તેનો પ્રથમાક્ષર **મ** હોય (એટલે કે, બીજા તથા ત્રીજા વર્ગના શબ્દોમાંથી કોઈપણ શબ્દ એકવચનરૂપે છઠ્ઠી વિભક્તિની પૂર્વે આવેલા હોય) તો **આ** સ્વરાક્ષરની પૂર્વે હમેશાં **વ** વ્યંજન લાગેછે, જેથી પૂર્ણ નામયોગી **વા** બનેછે, જેમકે;—

| | | |
|---|---|---|
| મ્કોનો વા મ્ઝે | ઘરડા માણસનો હાથ | The old man's hand, or The hand of the old man. |
| મ્ટી વા મ્ઝુન્ગુ | સાહેબલોકનું ઝાડ | The European's tree. |
| વાટુમાં વા આલી | આલીના ગુલામો | Ally's slaves. |

(૨.) છઠ્ઠી વિભક્તિને માટે વપરાતા **નામયોગીની** પૂર્વેનો શબ્દ બહુવચનમાં હોય અને તેનો પ્રથમાક્ષર **વા** હોય (અથવા બીજા વર્ગના શબ્દોમાંથી કોઈપણ શબ્દ બહુવચન રૂપે છઠ્ઠી વિભક્તિની પૂર્વે આવેલા હોય) તોપણ **આ** સ્વરની પૂર્વે **વ** વ્યંજન લાગેછે, જેથી પૂર્ણ નામયોગી **વા** બનેછે, જેમકે;—

| | | |
|---|---|---|
| વાટુમાં વા આલી | આલીના ગુલામો | Ally's slaves or the slaves of Ally. |
| વાટુમાં વા વાઝુન્ગુ | સાહેબલોકોના ગુલામો | The Europeans' slaves or the slaves of the Europeans. |

(૩.) જ્યારે છઠ્ઠી વિભક્તિની પૂર્વેનો શબ્દ બહુવચનમાં હોય અને તેનો પ્રથમાક્ષર **મી** હોય (એટલેકે ત્રીજા વર્ગના શબ્દોમાંથી કોઈપણ શબ્દ બહુવચનરૂપે છઠ્ઠી વિભક્તિની પૂર્વે આવેલા હોય) ત્યારે તે **આ** સ્વરને હમેશાં **ય** ઉપસર્ગ લાગેછે, જેમકે;—

| | | |
|---|---|---|
| મીટી યા મ્ઝુન્ગુ | સાહેબલોકના ઝાડ | The European's trees or the trees of the European. |
| મીકોનો યા મ્ટોટો | છોકરાના હાથ | The boy's hands or the hands of the boy. |

(૪.) જ્યારે છઠ્ઠી વિભક્તિની પૂર્વેના શબ્દના પ્રથમાક્ષર કી અથવા ચ હોય (એટલે કે પેહેલા વર્ગના શબ્દોમાંથી કોઈપણ શબ્દ એકવચન રૂપે છઠ્ઠી વિભક્તિની પૂર્વે આવેલો હોય) ત્યારે આ સ્વરની પૂર્વે હમેશાં ચ ઉપસર્ગ ઉમેરાયછે, જેથી પૂર્ણ નામયોગી ચા બનેછે, જેમકે;—

| | | |
|---|---|---|
| કીટી ચા મ્ઝે | ઘરડા માણસની ખુરસી | An old man's chair. |
| કીસુ ચા મ્ટુમાં | ગુલામની છરી | A slave's knife. |

(૫.) એ છઠ્ઠી વિભક્તિની પૂર્વેના શબ્દ બહુવચનમાં હોય અને તેના પ્રથમાક્ષર વી અથવા વ્ય હોય (એટલે કે પેહેલા વર્ગના શબ્દોમાંથી કોઈપણ શબ્દ બહુવચન રૂપે છઠ્ઠી વિભક્તિની પૂર્વે આવે) ત્યારે આ સ્વરની આગળ વ્ય ઉપસર્ગ લાગેછે, જેથી પૂર્ણ નામયોગી વ્યા થાયછે, જેમકે;—

| | | |
|---|---|---|
| વીટુ વ્યા વાટુમાં | ગુલામોની ચીજો | The slave's things. |
| વીસુ વ્યા વાટુ | માણસોના ચાકુઓ | The men's knives. |
| | ઈત્યાદિ. | |

---

# અભ્યાસપાઠ ૧૯ મો.

## સ્વાહીલી વાક્યો.

## Swahili Phrases.

૧. કિકાપો ચા મ્ટુમાં. ૨. કીઆપો ચા મ્ઝે. ૩. મીકુકે યા મ્ટુમાં મ્વીવુ. ૪. મીકોનો યા મ્વેઝી. ૫. મીડોમો યા મ્વેવી. ૬. મીશાલે યા વાટોટો. ૭. કિબાન્ડા ચા કિપોફુ. ૮. મ્કીઆ વા મ્જુસી. ૯. મ્કેકા વા મ્જાકાઝી. ૧૦. વીઆટુ વ્યા મ્ઝુન્ગુ. ૧૧. નાલીકીટવા કીસુ ચા મ્ઝુન્ગુ. ૧૨. નીટાઉ ઓના મ્જી વા મ્ફાલ્મે. ૧૩. નીમે ઓના કીઝીબાઓ ચા મ્વેવી. ૧૪. ટુમેકી પીટા કિસીમા ચા મ્ઝુન્ગુ. ૧૫. નીનાઉ ઓના મોશી મેઉસી વા મોટો મ્બુબા. ૧૬. વાનાવી-ટેકેટ્ઝા વીટાબુ વ્યા કિઝીવી. ૧૭. કીસુ ચા મ્ટુમાં ચાલીઉપીગા મ્કોનો વા મ્ગેની. ૧૮. વામેશીચા મ્સીન્ગોટે વા મ્ટુમ્બી. ૧૯. મ્જુસી આમેઉમાં મ્કોનો વા મ્ટોટો.

## ગુજરાતી તરજુમો.

૧. ગુલામની છલ્લી. ૨. ઘરડા માણસનો સોગન. ૩. આળસુ ગુલામના ભાલા. ૪. વાઘના હાથ. ૫. પીવેલાના હોઠ. ૬. છોકરાંઓનાં તીર. ૭. આંધળા માણસનું ઝૂંપડું. ૮. ગરોળી (ચિરચી)ની પૂંછડી. ૯. ગોલીની સાદડી (ગુલામ ઓરતની સાદડી). ૧૦. સાહેબ લોકના જોડા. ૧૧. મેં સાહેબ લોકનો ચાકુ લીધો. ૧૨. હું સરદારનું (તે) શેહેર જોઈશ. ૧૩. મેં છોકરાની બંડી જોઈછે. ૧૪. અમે સાહેબ લોકનો (તે) કૂઓ વટાઈ ગયાછિયે. ૧૫. મોટી આગનો કાળો ધુમાડો હું જોઉછું. ૧૬. તેઓ બેહેરા માણસની ચોપડીઓ બાળી નાખેછે. ૧૭. ગુલામની છરી પરદેશીના હાથમાં લાગી. ૧૮. તેઓએ હોડીનો ખૂઓ સંતાડ્યોછે. ૧૯. બીલાડીએ છોકરાના હાથને કરડ્યો છે.

ENGLISH TRANSLATION.

1. The slave's matting bag. 2. The old man's oath. 3. The idle slave's spears. 4. The nurse's hands. 5. The drunkard's lips. 6. The children's arrows. 7. The blind man's hut. 8. The lizard's tail. 9. The slave woman's mat. 10. The European's shoes. 11. I took the European's knife. 12. I shall see the chief's town. 13. I have seen the drunkard's waistcoat. 14. We have passed the European's well. 15. I see the black smoke of the great fire. 16. They are burning the deaf man's books. 17. The slave's knife struck the stranger's arm. 18. They have hidden the mast of the canoe. 19. The lizard has bitten the boy's hand.

---

# બોધપાઠ ૧૮ મો.

## * ષષ્ઠ્યંત સર્વનામ.

## Possessive Pronouns.

૭૦. સ્વાહીલીભાષામાં ષષ્ઠ્યંત સર્વનામને માટે નીચે આપેલા ચોક્કસ શબ્દો વપરાયછે, જેઓમાં ફક્ત લાગુ પડતા વ્યંજનો ઉપસર્ગ તરીકે ઉમેરવા શિવાય બીજો કશો ફેરફાર થતો નથી;—

| એકવચન. | | | બહુવચન. | | |
|---|---|---|---|---|---|
| આન્ગુ | મારૂં | My, Mine. | એતુ | અમારૂં | Our, Ours. |
| આકો | તારૂં | *Thy, Thine. | એનું (એનો) | તમારૂં | Your, Yours. |
| આકે | તેનું, તેણીનું, | His, Her, Its. | આઓ | તેઓનું | Their, Theirs. |

૭૧. એ **સર્વનામોના** પ્રથમાક્ષર સ્વર હોવાથી તેઓની પૂર્વે જુદે જુદે પ્રસંગે જુદા જુદા વ્યંજનો ઉપસર્ગ તરીકે લાગેછે, જે વ્યંજનો કલમ ૬૯ મીમાં આપેલા પાંચ નિયમોથી તરત જણાઈ આવશે કારણકે **છઠ્ઠી વિભક્તિ**ને સારૂ આપેલા સઘળા નિયમો **ષષ્ઠ્યંત સર્વનામને** પણ લાગુપડી શકેછે.

૭૨. એ સર્વનામ, ગુજરાતી તથા ઇંગ્રેજી ભાષાની માફક નહિ પણ ફારસી ભાષાની માફક, જે નામનો સંબંધ બતાવે તે નામની હમેશાં પાછળ આવેછે, અને તેજ નામનાં રૂપ ઉપરથી તેના ઉપસર્ગો સાબિત થાયછે (જૂઓ કલમ ૬૯ મી); જેમકે;—

| | | |
|---|---|---|
| મ્તુ વાકે | તેનો માણસ | His (or her) man. |
| વાતુ વાકે | તેના માણસો | His (or her) men. |
| મ્તુ વાન્ગુ | મારો માણસ | My man. |
| મ્તુ વેતુ | અમારો માણસ | Our man. |
| વાતુ વાકો | તારા માણસો | Your (*sing.*) men. |
| મ્ટી વાકે | તેનું ઝાડ | His (or her) tree. |
| મીટી યાકે | તેનાં ઝાડો | His (or her) trees. |

---

* Thy or thine એ શબ્દો માન વગરના હોવાથી ઇંગ્રેજીમાં સાધારણ ઉપયોગમાં આવતા નથી માટે તેઓને બદલે અમે હમેશાં આ પરમાણે તેઓનું બહુવચનરૂપ વાપરશું;— your (*sing.*) or yours (*sing.*).

| | | |
|---|---|---|
| મ્ટી વાન્યુ | મારૂં ઝાડ | My tree. |
| મીટી યાન્યુ | મારાં ઝાડો | My trees. |
| મીટી યાકો | તારાં ઝાડો | Your (*sing.*) trees. |
| મ્ટી ચેનું | તમારૂં ઝાડ | Your tree. |
| કીસુ ચાકે | તેનો ચપ્પુ | His knife. |
| વીસુ વ્યાકે | તેના ચપ્પુઓ | His knives. |
| કીસુ ચેનું | તમારો ચપ્પુ | Your knife. |
| વીસુ વ્યેનું | તમારા ચપ્પુઓ | Your knives. |
| મીટી યેતુ | અમારાં ઝાડો | Our trees. |
| વીસુ વ્યાઓ | તેઓના ચપ્પુઓ | Their knives. |

---

## અભ્યાસપાઠ ૨૦ મો.

### ઉપલા પાઠમાં આપેલા નિયમોને લગતાં સ્વાહીલી વાક્યો.

### Swahili Phrases illustrative of the Rules in the foregoing Lesson.

૧. કીસુ ચાકે કીખાલી. ૨. મ્શાલે વાકે ઉલીની પીગા. ૩. ચોમ્બો કીખૂબા ચાઓ કીમે ઝામાં. ૪. વાલીપેન્ઢા ચાકુલા ચાઓ. ૫. કિબાન્ડા ચેતુ કીમે અન્ગુકા. ૬. મીટી યાકો યાની પેન્દેઝા. ૭. કિચવા ચાન્ગુ કીનાની ઊમાં. ૮. નાઓના કિપીની ચાકે. ૯. નાલીસુકુઆ મ્કુફુ વાકે. ૧૦. મીકુફુ યાકો મીઝીટો. ૧૧. ઉટાવા ટવા વાતુમાં વેતુ. ૧૨. નીટાઈ આચા મીશાલે યાકો (અથવા, નીટાવાચા મીશાલે યાકો). ૧૩. મ્નાઝી વાન્ગુ ઉના-અન્ગુકા. ૧૪. આમેકી ફીચા કીસુ ચાન્ગુ. ૧૫. મીકુકે યાઓ મીરેફુ. ૧૬. મ્ટોટો વા મ્તુમાં મ્ઝુરી. ૧૭. મોશી વા મોટો વાઓ મીન્ગી.* ૧૮. મ્ઝે આટાકા કિઝીબાઓ ચાન્ગુ. ૧૯. મ્કુબ્મે વેતુ આમે ઊઆ મ્તુમાં વાકો. ૨૦. વાઝુન્ગુ વામે કાટા મીઠેન્ડે યાઓ. ૨૧. મ્તુ વાન્ગુ આના ટવા કિઝીબાઓ ચાકો. ૨૨. મ્ટોટો વાકો મ્વેમાં સાના (માના વાકો મ્વેમા સાના). ૨૩. વાટોટો વાકે વાબાયા સાના.

### ગુજરાતી તરજુમો.

૧. તેનો ચપ્પુ તેજ છે. ૨. તેનું તીર મને વાગ્યું. ૩. તેઓનું મોટું વહાણ ડૂબી ગયુંછે. ૪. તેઓએ તેઓના ખોરાકને પસંદ કીધો. ૫. અમારૂં ઝૂંપડું પડી ગયું છે. ૬. તારાં ઝાડો મને ખુશ કરેછે. ૭. મારૂં માથું મને દરદ કરેછે. ૮. હું તેની મૂઠ જોઉછું. ૯. હું તેની સાંકળ ઊંચકી લઈ ગયો. ૧૦. તારી સાંકળો ભારે છે. ૧૧. તું અમારા ગુલામો લેશે. ૧૨. હું તારાં તીરો રેહેવા દઈશ. ૧૩. મારી નાળિયેરી પડેછે (મારૂં નાળિયેરનું ઝાડ પડેછે). ૧૪. તેણે મારો ચાકુ સંતાડયોછે. ૧૫. તેઓના બાલા લાંબા છે. ૧૬. ગુલામનો છોકરો ખૂબસુરત છે. ૧૭. તેઓની આગનો ધૂમાડો ઘણો છે. ૧૮. ઘરડા માણસને મારી બંડી (બદન) જોઈએછે. ૧૯. અમારા સરદારે તારા ગુલામને મારી

---

* મીન્ગી=એ શબ્દનો અત્રે ખરેખરો ઉચ્ચાર "મ્યાન્ગી" થાયછે પણ બોલવામાં હમેશાં "મીન્ગી" સંભળાયછે તેથી એમ લખ્યુંછે.

નાખ્યો છે. ૨૦. સાહેબ લોકોએ તેઓની ખજુરીઓ કાપી નાખીછે. ૨૧. મારો માણસ તારી બંડી લેછે. ૨૨. તારો છોકરો ઘણો સારો છે. ૨૩. તેનાં છોકરાં બહુ ખરાબ છે.

ENGLISH TRANSLATION.

1. His knife is sharp. 2. His arrow struck me. 3. Their large vessel has sunk. 4. They liked their food. 5. Our hut has fallen down. 6. Your (*sing.*) trees please me. 7. My head is paining me. 8. I see its handle. 9. I carried his chain. 10. Your (*sing.*) chains are heavy. 11. You (*sing.*) will take our slaves. 12. I shall leave your (*sing.*) arrows. 13. My cocoanut tree is falling. 14. He has hidden my knife. 15. Their spears are long. 16. The slave's son is beautiful. 17. The smoke of their fire is much. 18. The old man wants my waistcoat. 19. Our chief has killed your (*sing.*) slave. 20. The Europeans have cut down their date-trees. 21. My man is taking your (*sing.*) waistcoat. 22. Your (*sing.*) son is very good. 23. His children are very bad.

---

# બોધપાઠ ૧૯ મો.

## ષષ્ઠયંત સર્વનામ તથા છઠ્ઠી વિભક્તિ (ચાલુ).

## The Possessive Pronouns and the Possessive Case—*continued.*

૭૩. ઇંગ્રેજી તથા ગુજરાતી ક્રિયાપદનાં કર્મની સાથે જ્યાં ષષ્ઠયંત સર્વનામ અથવા છઠ્ઠી વિભક્તિ આવે ત્યાં સ્વાહીલીમાં તેવોજ અર્થ બતાવવા સારૂ, વારંવાર વાક્યમાં બે કર્મ અથવા એક કર્મ અને બીજા કર્મનો ઉપસર્ગ વાપરેછે, જે છઠ્ઠી વિભક્તિ અથવા ષષ્ઠયંત સર્વનામનું કામ બરાબર રીતે સારેછે ; જેમકે;—

આલીનીપીગા જીચો { (તેણે+મને+માર્યું+આંખ)=તેણે મારી આંખને માર્યું.<br>(He+me+struck+eye)=He struck my eye.

આલીનીફુન્ગા મીકોનો { (તેણે+મને+બાંધ્યો+હાથ)=તેણે મારા હાથ બાંધ્યા.<br>(He+me+tied+hands)=He tied my hands.

આલીમફુન્ગા અબદલા મીકોનો { (તેણે+તેને+બાંધ્યો+અબદલા+હાથ)=તેણે અબદલાના હાથ બાંધ્યા.<br>(He+him+tied+Abdulla+hands)=He tied Abdulla's hands.

એવી રીતે જ્યારે એક શખ્સ બીજા શખ્સને મારે, બાંધે, કાપે, વગેરે ક્રિયા કરવામાં આવે ત્યારે તે બીજા શખ્સના શરીરના જે ભાગ ઉપર કાંઇ અસર થયેલી હોય તે ભાગનું નામ વાક્યમાં કર્મ તરીકે વાંપરતાં પેહેલાં તે શખ્સ બતાવવા અર્થે તેની પૂર્વે ગુજરાતી તથા ઇંગ્રેજીમાં હમેશાં ષષ્ઠયંત સર્વનામ અથવા છઠ્ઠી વિભક્તિ આવેછે, પણ સ્વાહીલીમાં બે રીત ચાલેછે, જેમાંની એક એ છે, કે જે અસર થયેલા ભાગનું નામ કર્મ તરીકે વાપર્યા પેહેલાં જે શખ્સ ઉપર ક્રિયા ગુજરી હોય તે શખ્સ બતાવવા સારૂ કર્મણિ ઉપસર્ગ વાપરેછે; અને

બીજી રીતે ગુજરાતી તથા ઇંગ્રેજીની માફક કર્મની સાથે ષષ્ઠ્યંત સર્વનામ અથવા છઠ્ઠી વિભક્તિ વાપરેછે, જેના વિષે અમે આગળ સમજાવી ગયા છિયે;(જુઓ બોધપાઠ ૧૭-૧૮)જેમકે;-

મ્ટોટો આલીમ ફુન્ગા મ્ટુમાં મીકોનો, અથવા } છોકરાએ (તે) ગુલામના હાથ બાંધ્યા.
મ્ટોટો આલીઈફુન્ગા મીકોનો યા મ્ટુમાં } The boy tied the slave's hands.
* આલીમકાટા કિચ્વા અથવા } તેણે તેનું માથું કાપી નાખ્યું.
આલીકીકાટા કિચ્વા ચાકે } He cut off his head.

---

# અભ્યાસપાઠ ૨૧ મો.

## સ્વાહીલી વાક્યો.
## Swahili Phrases.

૧. નાલીમપીગા મ્ગૂ. ૨. આલીની પીગા કિચ્વા. ૩. નાલીમ ફુન્ગા મ્ગૂ. ૪. નાલીમફુન્ગા મીગૂ. ૫. વાલીની ઊમા મીકોનો. ૬. મ્જુસી આલીસુમા (મ+ઊમા) કિડોલે. ૭. કીસુ ચાલીનીગુસા મ્કોનો. ૮. આલીનીકાટા મ્કોનો. ૯. વાજાકાઝી વાલીમસુગુઆ મીગુ. ૧૦. મ્ફાલ્મે આલીમ્ફુન્ગુઆ મ્ટુમાં મીકોનો.

## ગુજરાતી તરજુમો.

૧. મેં તેના પગને ઠોક્યો. ૨. તેણે મારા માથાને માર્યું. ૩. મેં તેનો પગ બાંધ્યો. ૪. મેં તેના પગ બાંધ્યા. ૫. તેઓએ મારા હાથ દુખાવ્યા. ૬. ઘીલોડીએ તેની આંગળી કરડી. ૭. ચપ્પુ મારા હાથને અડચો. ૮. તેણે મારો હાથ કાપ્યો. ૯. ગોલીઓએ તેના પગ ઘસ્યા. ૧૦. સરદારે ગુલામના હાથ છોડચા.

## English Translation.

1. I struck his leg. 2. He hit my head. 3. I tied his leg. 4. I tied his legs. 5. They hurt my hands. 6. The lizard bit his finger. 7. The knife touched my hand. 8. He (or she) cut my hand. 9. The slave women rubbed his feet. 10. The chief unfastened the slave's hands.

---

# બોધપાઠ ૨૦ મો.

## સ્વાર્થ કે સ્વવાચક સર્વનામ તથા "ઑટે" અને "ઍન્યે" શબ્દો.
## Reflexive Pronouns and the words "ote" and "enye."

૭૪. સ્વાર્થ કે સ્વવાચક સર્વનામ સ્વાહીલીમાં બે રીતે દર્શાવાયછે, જેઓનો ઉપયોગ પણ જુદી જુદી બે રીતે થાયછે: ક્રિયાપદની પૂર્વે જી ઉપસર્ગ વાપરવાથી એ સર્વનામનો અર્થ નીકળેછે, પણ તે એવાં રૂપથી વારંવાર ક્રિયાપદના કર્મ તરીકે આવેછે, જેમકે;—

---

* આલીમકાટા કિચ્વા (આ+લી+મ+કાટા+કિચ્વા) "આ" ત્રીજો પુરૂષ એકવચન તથા કર્તરિ ઉપસર્ગ છે, "લી" ભૂતકાળની નિશાની છે; "મ" ત્રીજો પુરૂષ એકવચન તથા કર્મણિ ઉપસર્ગ બતાવેછે, "કાટા" એ ક્રિયાપદ છે એનું સામાન્યરૂપ "કુકાટા" (કાપવું To cut) થાયછે; અને "કિચ્વા" (માથું head.) એ "કી" નામના પેહેલા વર્ગનું એક નામ છે.

| | | |
|---|---|---|
| નાઙ્ગ પેન્દ્રા | હું પોતાને ચાહુંછું | I love myself. |
| કુટાઙ્ગ પેન્દ્રા | અમે પોતાને ચાહીશું | We shall love ourselves. |
| આમિઙ્ગ શ્રાચા | તેણે પોતાને સંતાડ્યોછે | He has hidden himself. |

૭૫. **સ્વાર્થવાચક સર્વનામ** જ્યારે કોઈ નામ અથવા સર્વનામની સાથે આવે ત્યારે તેને માટે "ઍંજેવે" (ધણી, ખુદ, પોતે = Owner, himself.) શબ્દ વપરાયછે, પણ એ શબ્દનો પ્રથમાક્ષર સ્વર હોવાથી તેની પૂર્વે લાગુ પડતો ઉપસર્ગ ઉમેર્યાશિવાય કદી એકલો વપરાતો નથી; જેમકે;—

| | | |
|---|---|---|
| ગ્હુ *મુજેવે | માણસ પોતે (ધણી) | The man himself. |
| વાહુ વેંજેવે | માણસો પોતે | The men themselves. |

૭૬. ઍંજેવે શબ્દની સાથે જ્યારે બીજા તથા ત્રીજા વર્ગ ("મ્હુ" તથા "મ્ટી" વર્ગ) નાં નામોનાં એકવચન રૂપ વાપરવામાં આવે ત્યારે તેની પૂર્વે મુ અથવા મ્વ ઉપસર્ગ લાગેછે, પણ એશિવાય બીજાં કોઈપણ નામનીસાથે એ શબ્દ આવે ત્યારે જે ઉપસર્ગો **ષષ્ઠ્યંતસર્વનામ** અથવા છઠ્ઠી વિભક્તિને પ્રથમાક્ષર તરીકે લાગેછે, તેજ ઉપસર્ગો તેની પૂર્વે આવેછે. (જૂઓ કલમ ૬૯-૭૧) જેમકે;—

| | | |
|---|---|---|
| મ્હુ *મુજેવે | માણસ પોતે | The man himself. |
| મ્ટી મુજેવે | ઝાડ પોતે | The tree itself. |
| વાહુ વેંજેવે | માણસ પોતે | The people themselves. |
| મીટી યેંજેવે | ઝાડો પોતે | The trees themselves. |
| કીસુ ચેંજેવે | ચપ્પુ પોતે, છરી પોતે | A knife (or the knife) itself. |
| વીસુ વ્યેંજેવે | ચપ્પુઓ પોતે,<br>છરીઓ પોતે | Knives (or the knives) themselves. |
| કીંટુ ચેંજેવે | ચીજ પોતે | A thing (or the thing) itself. |
| વીંટુ વ્યેંજેવે | ચીજો પોતે | Things (or the things) themselves. |
| મીમી મુજેવે | હું પોતે [("તમે પોતે") | I myself. |
| વેવે મુજેવે | તું પોતે (માનાર્થે | You (*sing.*) yourself. |
| યેયે મુજેવે | તે પોતે, તેણી પોતે | He himself or she herself. |
| સીસી વેંજેવે | અમે પોતે | We ourselves. |
| નીની વેંજેવે | તમે પોતે | You yourselves. |
| વાઓ વેંજેવે | તેઓ પોતે | They themselves. |

૭૭. **પોતાની મેળે** (by myself, by himself, by herself, by themselves, &c.,) એ શબ્દ મૂળ સ્વાર્થવાચક સર્વનામ છે પણ ઘણું કરી હમેશાં પોતાનો પ્રધાનાધિકાર મૂકીને ક્રિયાપદ વિષે કાંઈ ન્યુનાધિક દર્શાવેછે; તેથી ક્રિયાવિશેષણ ગણાયછે. પણ એ શબ્દ અત્રે લખી બતાવવાની જરૂર છે, કારણ કે તે ઉપર કહેલા સર્વનામને તદન એક

---

* "મુજેવે" એ શબ્દનો ખરેખરો ઉચ્ચાર નિયમપ્રમાણે "મુએજેવે" અથવા "મ્વેંજેવે" થાયછે, પણ એ શબ્દને જંગબારનાં રહેવાશીઓ અપભ્રંશ કરીને ટુંકામાં "મુજેવે" બોલેછે માટે અત્રે તેમજ લખેલછે.

સરખી રીતે મળતો આવેછે, એને માટે સ્વાહીલીમાં "પેકે" (પોતાની મેળે By self or selves) શબ્દ વપરાયછે, અને જેવી રીતે ઇંગ્રેજી ભાષામાં સેલ્ફ તથા સેલ્વ્ઝ (self or selves) શબ્દો કોઈ સર્વનામ સિવાય એકલા આવતા નથી, તેવીજ રીતે સ્વાહીલીમાં "પેકે" શબ્દ પણ એકલો આવતો નથી, અને તેની તરતજ પાછળ પુરૂષવચન પ્રમાણે લાગુ પડતું ષષ્ઠયંત સર્વનામ વપરાયછે (જૂઓ કલમ ૭૦); એવી રીતે જ્યારે ષષ્ઠયંત સર્વનામ "પેકે" શબ્દની પાછળ આવે ત્યારે તેની પૂર્વે હમેશાં "ય" ઉપસર્ગ લાગેછે; જેમકે;—

| | | |
|---|---|---|
| મ્તુ પેકેયાકે | માણસ પોતાની મેળે | The man by himself. |
| વાતુ પેકેયાઓ | માણસો પોતાની મેળે | The men by themselves. |
| મ્ટી પેકેયાકે | ઝાડ પોતાની મેળે | The tree by itself. |
| મીટી પેકેયાઓ | ઝાડો પોતાની મેળે | The trees by themselves. |
| કીસુ પેકેયાકે | ચપ્પુ પોતાની મેળે | The knife by itself. |
| વીસુ પેકેયાઓ | ચપ્પુઓ પોતાની મેળે | The knives by themselves. |
| મીમી પેકેયાન્ગુ | હું (મારી) પોતાની મેળે | I by myself. |
| વેવે પેકેયાકો | તું (તારી) પોતાની મેળે | You (*sing.*) by yourself. |
| યેયે પેકેયાકે | તે (તેની) પોતાની મેળે | He by himself (or she by herself). |
| સીસી પેકેયેતુ | અમે (અમારી) પોતાની મેળે | We by ourselves. |
| નીની પેકેયેનું | તમે (તમારી) પોતાની મેળે | You by yourselves. |
| વાઓ પેકેયાઓ | તેઓ (તેમની) પોતાની મેળે | They by themselves. |

૭૮. ઉપર કહ્યા પ્રમાણે "પેકે" શબ્દની પાછળ ષષ્ઠયંત સર્વનામ આવે ત્યારે તેનો અર્થ કોઈ કોઈ વખત ફક્ત, માત્ર, એકલો, એકલા, ઇત્યાદિ જેવા પણ થાયછે, જેમકે;—

| | | |
|---|---|---|
| પેકેયાન્ગુ | માત્ર હું, એકલો હું | Only I or I alone. |
| પેકેયાકે | ફક્ત તે, એકલો તે | Only he or he alone. |
| કીસુ પેકેયાકે | ફક્ત ચાકુ | Only the knife or the knife only. |

## ઓટે તથા એંએ શબ્દો.

The words "*ote*" and "*enye.*"

૭૯. ઓટે (સઘળું, સઘળાં, આખું All, the whole) શબ્દનો પ્રથમાક્ષર સ્વર હોવાથી જે વ્યંજન ષષ્ઠયંત સર્વનામ અથવા છઠી વિભક્તિના આ અવ્યયની પૂર્વે ઉપસર્ગ તરીકે વપરાયછે તેજ વ્યંજન તેની પૂર્વે લાગેછે, (જૂઓ કલમ ૬૯—૭૧); જેમકે;—

| | | |
|---|---|---|
| વાતુ વોટે | સઘળા માણસો | All men or all the people. |
| મ્ટી વોટે | સઘળું ઝાડ, આખું ઝાડ | All the tree or the whole tree. |
| મીટી યોટે | સઘળાં ઝાડો | All trees or all the trees. |
| કીસુ ચોટે | આખો ચપ્પુ, આખી છરી | The entire knife. |
| વીસુ વ્યોટે | સઘળા ચપ્પુઓ, સઘળી છરીઓ | All knives or all the knives. |

૮૦. એંએ (વાળો, વાળા = having, possessing, with) એ શબ્દનો પણ પ્રથમાક્ષર સ્વર હોવાથી જે ઉપસર્ગો એંએવે શબ્દને લાગેછે તેજ ઉપસર્ગો તેની પૂર્વે લાગેછે, (જૂઓ કલમ ૭૯ મી) જેમકે;—

| | | |
|---|---|---|
| મ્તુ મુગે માલી | મિલકત વાળો માણસ | A man having property. |
| વાતુ વેગે માલી | મિલકત વાળા માણસો | Men having property. |
| મ્ટી મુગે મૈજાની | પાંદડાં વાળું ઝાડ | A tree having leaves. |
| મીટી યેગે મજાની | પાંદડાં વાળાં ઝાડો | Trees having leaves. |
| કીસુ ચેંગે કિપીની | હાથાવાળો ચપ્પુ | A knife having (or with) a handle. |
| વીસુ વ્યેગે વીપીની | હાથા વાળા ચપ્પુઓ | Knives having (or with) handles. |

૮૧. "ઓટે" તથા "એંગે" શબ્દો જ્યારે કોઈ સર્વનામનો ગુણ કે સંબંધ બતાવે ત્યારે તેઓનાં રૂપ નીચે પ્રમાણે હોયછે;—

મીમી *મુગે માલી { હું માલધણી છું, હું માલવાળો છું
I am the owner of the property or I possess the property. }

| | | |
|---|---|---|
| સીસી સોટે | અમે સઘળા, આપણે સાથે | We all or we together. |
| ઓઓ ઠોટે | તમે સઘળા, તમે સાથે | You all or you together. |

ટવેન્ડે સોન્ટે { ચાલો આપણે બધા જઈએ, ચાલો આપણે સાથે જઈએ
Let us all go or let us go together. }

વાઓ વોટે વાવીલી { તેઓ બન્ને, તેઓ બે સાથે
Both of them or they two together. }

હુયુ મુગે કિતાબુ=આ ચોપડીનો માલક છે, આ ચોપડીવાળો છે.
This is the owner of the book, or this (man) is the possessor of the book.

૮૨. એંગે શબ્દ ક્રિયાપદની સાથે આવતાં તેનો અર્થ કોઈ કોઈ વખત નીચે બતાવ્યા પ્રમાણે તત્પદાપેક્ષક સર્વનામ જે (Which) જેવો થાયછે, તોપણ તેનો ભાવાર્થ બદલાતો નથી. જેમકે;—

મ્તુ મુગે કુ પેન્ડા=માણસ જે ચાહેછે તે (ચાહાનાર માણસ) A man who loves

કિટાન્ડા ચેગે ગોડોરો=ખાટલો જે ગોદડી ધરાવેછે, (ગોદડીવાળો ખાટલો)
A bedstead which has a mattress (or a bedstead with a mattress).

---

## અભ્યાસપાઠ ૨૨ મો.

### સ્વાહીલી વાક્યો.

### Swahili Phrases.

૧. વાતુમાં વાલીઓપેન્ડા. ૨. મ્તામે, આનાઓસીકુ. ૩. ઉમેઓકુન્ગા. ૪. વાતુમાં વાવીલી વાનાઓકુના. ૫. આમેઓણમા ઓચો મુગેવે. ૬. આટાઓકુન્ગા મકિનો. ૭. વાતુમાં વોટે. ૮. વીતુ વોટે. ૯. મીટી યોટે. ૧૦. વાતુમાં વોટે વેગે વીબાન્ડા. ૧૧. મીટી યોટે પેકેયાઓ. ૧૨. નાલીમુઓના પેકેયાકે. ૧૩. નાલીમુઓના મુગેવે. ૧૪. નાલીવાઓના વાતુ હાવા વોટે વાવીલી. ૧૫. વાટાકિણીઆ વોટે. ૧૬. વાટાઈટુપા મીકુકે યોટે. ૧૭. નાલી મુઓના કિપોકો મુગેવે. ૧૮. નાલીમુઓના કિબોકો ચેગેવે. ૧૯. નાલીઈઓના મીલીમા યેગેવે (અથવા

---

*"મુગે" એ શબ્દનો ખરેખરો ઉચ્ચાર "મુએંગે" થાયછે, પણ જંગબાર બંદરમાં ઘણાં લોકો તેનો ઉચ્ચાર "મુગે" કરેછે, માટે અત્રે તેમજ લખેલછે.

નાલીયોના મીલીમા યેંગવે). ૨૦. મ્જુસી મુગે મ્કીઆ. ૨૧. મ્ટી મુગે મીમ્બા (મીંબા) મીન્ગી. ૨૨. નાલીસિમામા પેકેયાન્ગુ. ૨૩. વાલીટફુટા વોટે. ૨૪. વ્યોમ્બો વ્યોટે વીટાઝામાં. ૨૫. વીટાબુ વીખ્બૂબા વ્યોટે. ૨૬. વીટાબુ વ્યોટે વીખ્બૂબા. ૨૭. વેવી વાલીયીરવા વીલેમ્બા વ્યેતુ વ્યોટે. ૨૮. ટુમેવીઓના વ્યોટે. ૨૯. નાલીઓના મીટી મીવીલી: ઉલીઇઓના યોટે.

## ગુજરાતી તર્જુમો.

૧. ગુલામોએ પોતાને ચાહ્યું. ૨. સરદાર પોતાને વખાણેછે. ૩. તેં પોતાને બાંધ્યોછે. ૪. આળસુ ગુલામો પોતાને નખોડિયાં પાડેછે. ૫. તેણે તેની પોતાની આંખને ઇજા કીધીછે. ૬. તે પોતાના હાથ બાંધશે. ૭. સઘળા ગુલામો. ૮. સઘળી ચીજો. ૯. સઘળાં ઝાડ. ૧૦. ઝૂંપડાંવાળા સઘળા ગુલામો. ૧૧. સઘળાં ઝાડો પોતાની મેળે. ૧૨. મેં તેને એકલો જોયો. ૧૩. મેં તેને પોતાને જોયો (મેં ધણીને જોયો). ૧૪. મેં આ બન્ને માણસોને જોયા. ૧૫. તેઓ સઘળા નહાસી જશે. ૧૬. તેઓ સઘળા ભાલા ફેંકી નાખશે. ૧૭. મેં પોતે દરિયાઈ ઘોડો જોયો. ૧૮. મેં દરિયાઈ ઘોડાને પોતાને જોયો. ૧૯. મેં પર્વતો ખુદ જોયા. ૨૦. પૂંછડીવાળી ખીલાડી (ચિરચી). ૨૧. ઘણા કાંટાવાળું ઝાડ. ૨૨. હું પોતાની મેળે ઉભો રહ્યો. ૨૩. તેઓ સઘળાઓએ શોધ્યું. ૨૪. સઘળાં વહાણો ડુબી જશે. ૨૫. સઘળી મોટી ચોપડીઓ. ૨૬. સઘળી ચોપડીઓ મોટી છે. ૨૭. ચોરોએ અમારી સઘળી પાઘડીઓ લઈ લીધી ૨૮. અમે તે સઘળી જોઈછે (પાઘડીઓ). ૨૯. મેં બે ઝાડ જોયાં; તેં તે સઘળાં જોયાં.

### English Translation.

1. The slaves loved themselves. 2. The chief is praising himself. 3. You (*sing.*) have tied yourself. 4. The idle slaves are scratching themselves. 5. He has hurt his own eye. 6. He will tie his own hands. 7. All slaves. 8. All things. 9. All trees. 10. All slaves having huts. 11. All trees by themselves. 12. I saw him alone. 13. I saw himself (or I saw the owner). 14. I saw both these men. 15. They will all run away. 16. They will throw all the spears. 17. I saw the hippopotamus myself. 18. I saw the hippopotamus itself. 19. I saw the mountains themselves. 20. A lizard having a tail (a lizard with a tail). 21. A tree having many thorns (or a tree with many thorns). 22. I stood by myself. 23. They all searched. 24. All the vessels will sink. 25. All the large books. 26. All the books are large. 27. The thieves took all our turbans. 28. We have seen them all (or all of them). 29. I saw two trees; you (*sing.*) saw them all.

---

# બોધપાઠ ૨૧ મો.

## તત્પદાપેક્ષક અથવા સંબંધક સર્વનામ.

## The Relative Pronoun.

૮૩. સ્વાહીલી ભાષામાં તત્પદાપેક્ષક સર્વનામ "જે" (Which) નેમાટે ક્રિયાપદની પૂર્વે અને કાળના ઉપસર્ગની પાછળ નામોના આઠ વર્ગો પ્રમાણે જુદા જુદા ઉપસર્ગો

વપરાયછે, પણ હજી સુધી અમે ફક્ત પેહેલા ત્રણ વર્ગનાં નામો વિષે બોલી ગયા છિયે માટે **તત્પદાપેક્ષક સર્વનામ** પણ એજ ત્રણ વર્ગનાં નામોના સંબંધ અર્થે કેવાં રૂપથી વપરાયછે તે આ બોધપાઠમાં બતાવ્યું છે. ( જુઓ કલમ ૮૫-૮૬-૮૭. )

૮૪. **એ સર્વનામ** સ્વાહીલીમાં ઘણુંકરી ક્રિયાપદની સાથે વપરાયછે, પણ ત્યારે તે નીચે આપેલા ત્રણ કાળ શિવાય ક્રિયાપદનાં બીજાં કોઈ રૂપની સાથે જવલેજ આવેછે.

(૧) **ચાલુવર્તમાન કાળ**—જેને માટે ક્રિયાપદની પૂર્વે **ના** ઉપસર્ગ લાગેછે તે; પણ એ રૂપ જ્યારે તત્પદાપેક્ષક સર્વનામની સાથે આવે ત્યારે તેનો અર્થ વારંવાર **સાદાવર્તમાનકાળ** (Indefinite present tense) જેવો ઘણા લોકો કરેછે.

(૨) **ભૂતકાળ**—જેને માટે **લી** અથવા **આલી** ઉપસર્ગ વપરાયછે તે.

(૩) **ભવિષ્યકાળ**—જેને માટે **ટા** ઉપસર્ગ વપરાયછે તે જ્યારે ઉપર કહેલા **સર્વનામ**ની સાથે આવે ત્યારે તેનો **ટા** ઉપસર્ગ બદલાઈને હમેશાં **ટાકા** થાયછે ( જુઓ ઉદાહરણો કલમ ૮૫-૮૬-૮૭ માં).

૮૫. **તત્પદાપેક્ષક સર્વનામ** જ્યારે પેહેલા **કી** વર્ગનાં નામોનો સંબંધ બતાવે ત્યારે તેને માટે—એકવચનમાં **ચો** તથા બહુવચનમાં **વ્યો** ઉપસર્ગ ક્રિયાપદની પૂર્વે અને કાળના ઉપસર્ગની પાછળ લાગેછે. જેમકે;—

| | | | |
|---|---|---|---|
| વર્ત૦ | *કીટુ કીનાચોઅન્ગુકા | ચીજ જે પડેછે | The thing which is falling down. |
| | વીટુ વીનાવ્યોઅન્ગુકા | ચીજો જે પડેછે | The things which are falling down. |
| ભૂત૦ | કીટુ કીલીચોઅન્ગુકા | ચીજ જે પડીગઈ | The thing which fell down. |
| | વીટુ વીલીવ્યોઅન્ગુકા | ચીજો જે પડીગઈ | The things which fell down. |
| ભવિ૦ | કીટુ કીટાકાચોઅન્ગુકા | ચીજ જે પડશે | The thing which will fall down. |
| | વીટુ વીટાકાવ્યોઅન્ગુકા | ચીજો જે પડશે | The things which will fall down. |

૮૬. **તત્પદાપેક્ષક સર્વનામ** જ્યારે બીજા **મ્ટુ** વર્ગનાં નામોનો સંબંધ બતાવે ત્યારે તેને માટે એકવચનમાં **યે** તથા બહુવચનમાં **ઓ** ઉપસર્ગ વપરાયછે; જેમકે:—

| | | | |
|---|---|---|---|
| વર્ત૦ | મ્ટુ આનાયેકાટા | માણસ જે કાપેછે. | The man who is cutting. |
| | વાટુ વાનાઓકાટા | માણસો જેઓ કાપેછે | The men who are cutting. |
| ભૂત૦ | મ્ટુ આલીયેકાટા | માણસ જેણે કાપ્યું | The man who cut. |
| | વાટુ વાલીઓકાટા | માણસો જેઓએ કાપ્યું | The men who cut. |
| ભવિ૦ | મ્ટુ આટાકાયેકાટા | માણસ જે કાપશે | The man who will cut. |
| | વાટુ વાટાકાઓકાટા | માણસો જેઓ કાપશે | The men who will cut. |

**સુચના**—"કાપેછે, કાપ્યું, કાપશે" ને બદલે "કાપી નાંખેછે, કાપીનાખ્યું, કાપી નાખશે" તથા "પડશે" ને બદલે પડીજશે ઇત્યાદિ બતાવવા સારૂ સ્વાહીલીમાં એજ રૂપો વપરાયછે.

૮૭. **તત્પદાપેક્ષક સર્વનામ** જ્યારે ત્રીજા "**મ્ટી**" વર્ગનાં નામોનો સંબંધ બતાવે ત્યારે તેને માટે એકવચનમાં **ઓ** તથા બહુવચનમાં **યો** ઉપસર્ગ વપરાયછે, જેમકે;—

---

* કીટુ કીનાચોઅન્ગુકા= "કીટુ" A thing; "કી" is the subjective prefix for the word "કીટુ"; "ના" shows the imperfect tense; "ચો" is the sign of the relative pronoun; "અન્ગુકા" is the verb "to fall."

who will run away. 19. The servants who preferred (liked) sweet potatoes. 20. The sweet potatoes which are going bad. 21. The good food which killed them all. 22. The chief who loves his wife. 23. The chief who loved his children. 24. The servant who brought my food. 25. The cook who cooked my food.

---

## બોધપાઠ ૨૨ મો.

### કર્મ તરીકે વપરાતું "તત્પદાપેક્ષક સર્વનામ."

### The Relative Pronoun used as an Object.

૯૧. જ્યારે તત્પદાપેક્ષક સર્વનામ સકર્મક ક્રિયાપદનાં કર્મ તરીકે આવે ત્યારે તેને માટે જે ઉપસર્ગો કર્તા તરીકે વાપરેલાં છે તેજ ઉપસર્ગો વપરાયછે; અને વાક્યમાં વધારો માત્ર એટલાજ થાયછે કે તેઓની તરતજ પાછળ અને ક્રિયાપદની પૂર્વે કર્મણિ ઉપસર્ગો લાગેછે, જેમકે;—

| | | |
|---|---|---|
| મ્તુ નીલીયેમઓના | માણસ જે મેં જોયા | The man whom I saw. |
| મ્ટી નીલીઓઉકાટા | ઝાડ જે મેં કાપી નાખ્યું | The tree which I cut down. |
| મીકુકે નીલીયોઇનુનુઆ | ભાલા જે મેં ખરીદ કીધા | The spears which I bought. |
| કીસુ નીલીચોકીનુનુઆ | ચાકુ જે મેં ખરીદ કીધો | The knife which I bought. |
| વીસુ નીલીવ્યોવીલેટા | ચાકુઓ જે હું લાવ્યો | The knives which I brought. |
| વાટુ નીલીઓવાઓના | માણસો જેઓને મે જોયા | The men whom I saw. |
| મ્ટુ ટુલીયેમપેન્ડા | માણસ જેને અમે ચાહ્યું | The man whom we loved. |
| મીટી આલીયોઈકાટા | ઝાડો જે તેણે કાપી નાખ્યા | The trees which he cut down |

---

## અભ્યાસપાઠ ૨૪ મો.

### સ્વાહીલી વાક્યો.

### Swahili Phrases.

૧. કિઠાન્ડા ઉલીચોકી વુન્જા. ૨. કિતાબુ વાલીચોકી ટવા. ૩. કિડોલે આલીચોકીઊમાં. ૪. કિલીમા ઉલીચોકીઓના. ૫. કિબાન્ડા આલીચોકીજેન્ગા. ૬. વીબાન્ડા મ્નાવ્યોવીજેન્ગા. ૭. કિડોલે આનાચોકીઊમા. ૮. મ્પાકા ઉટાકાઓ પીટા. ૯. મ્કાહમે વાનાયેમ ઊઆ. ૧૦. વાટોટો આલીઓવા લેટા. ૧૧. મ્લાન્ગો નીનાઓઉફુન્ગા. ૧૨. વાજુન્ગુ ઉટાકાઓવાઓના. ૧૩. ઞોની વાનાયેમપીગા. ૧૪. મ્કે વાલીયેમ સુકુમા.

### ગુજરાતી તરજુમો.

૧. ખાટલો (પલંગ) જે તેં ભાંગી નાખ્યો. ૨. ચોપડી જે તેઓએ લીધી. ૩. આંગલી જે તેણે કરડી. ૪. ટેકરી જે તેં જોઈ (જે ટેકરી તેં જોઇ તે). ૫. ઝૂંપડું જે તેણે બાંધ્યું. ૬. ઝૂંપડાં જે તમે બાંધોછો. ૭. જે આંગલી તે કરડેછે. ૮. હદ જે તું વટાઈ જશે. ૯. સરદાર જેને તેઓ મારી નાખેછે. ૧૦. છોકરાં જેઓને તે લાવ્યો (અથવા, છોકરાં જેઓને તેણી લાવી). ૧૧. બારણું જે હું બંધ કરૂંછું. ૧૨. સાહેબલોકો જેઓને તું જોશે. ૧૩. પરદેશી (નવો માણસ) જેને તેઓ મારેછે. ૧૪. ઘરડો માણસ જેને તેઓએ ધક્કો માર્યો.

ENGLISH TRANSLATION.

1. The bedstead which you (*sing.*) broke. 2. The book which they took. 3. The finger which he bit. 4. The hill which you (*sing.*) saw. 5. The hut which he built. 6. The huts which you are building. 7. The finger which he is biting. 8. The boundary which you (*sing.*) will pass. 9. The chief whom they are killing. 10. The children whom he brought (or the children whom she brought). 11. The door which I am fastening. 12. The Europeans whom you (*sing.*) will see. 13. The foreigner (or the stranger) whom they are beating. 14. The old man whom they pushed.

---

# બોધપાઠ ૨૭ મો.

## પ્રશ્નાર્થક સર્વનામની સાથે વપરાતું તત્પદાપેક્ષક સર્વનામ તથા "પો," "મો" અને "કો" ઉપસર્ગોનો ઉપયોગ.

## The Relative used with the Interrogatives and the use of "Po," "Mo," and "Ko" prefixes.

૯૨. સ્વાહીલી ભાષામાં પ્રશ્નાર્થક સર્વનામ જ્યારે ક્રિયાપદની સાથે આવે અને તેની પૂર્વે નીચે બતાવ્યા પ્રમાણે તત્પદાપેક્ષક સર્વનામનું રૂપ આવેલું હોય ત્યારે તે બન્ને સર્વનામોના અર્થ ગુજરાતી તથા ઇંગ્રેજીમાં ફક્ત પ્રશ્નાર્થક સર્વનામ વાપરવાથી સમજી શકાયછે; જેમકે;—

* આલી યેની પીગા નાની ? મને કોણે માર્યો ? Who struck me ?

નાની આલીયે ક્વીટા ? તને કોણે બોલાવ્યો ? Who called you ? (*sing.*)

૯૩. પો, મો, તથા કો ઉપસર્ગો સ્વાહીલીમાં તત્પદાપેક્ષક સર્વનામને ઠેકાણેજ વપરાયછે, પણ ગુજરાતી તથા ઇંગ્રેજીમાં તેઓના અર્થ ક્રિયાવિશેષણ કે શબ્દયોગી અવ્યયથી દર્શાવી શકાયછે.

"પો" (નજદીકપણું બતાવેછે)—જ્યારે, જ્યાં, જે તરફ—When, where, at which.

"મો" (અંદર, માંહે, એવો અર્થ બતાવેછે)—{ જેમાં, જે ઠેકાણે, જેની અંદર, જ્યાં—Within which, where, wherein.

"કો" (દૂરપણું બતાવેછે)—ક્યાં, જ્યાં, જે તરફ, જ્યાંથી — Where, whither, whence.

૯૪. એ ઉપસર્ગોના અર્થ વારંવાર એકસરખા હોયછે તોપણ પ્રસંગ પ્રમાણે બોલવાની ઢબ ઉપરથી તેઓનો ખરો ભાવાર્થ સમજી શકાયછે, જેમકેઃ—

(જેમ છે પહેલાથી નીકળતાં ક્રિયાપદ ... અર્થ માટે જુઓ, કલમ ૨૯ મી)

| | | |
|---|---|---|
| યુપો | તે ત્યાં છે. (નજદીક) | He (or she) is there (not far off). |
| યુકો | તે ત્યાં છે. (દૂર) | He (or she) is there (far off). |
| યુમો | તે ત્યાં છે. (અંદર) | He (or she) is there (inside). |
| આલીપો | જ્યાં તે છે. (નજદીક) | Where he is (if near). |
| અલીકો | જ્યાં તે છે. (દૂર) | Where he is (if far off). |
| આલીમો | જ્યાં તે છે. (અંદર) | Where he is (if within). |

---

* આલીયેની પીગા નાની ?—એ વાક્યના શબ્દેશબ્દનો તરજુમો કરીએ તો આ પ્રમાણે થાયછે, "તે જેણે મને માર્યો તે કોણ?"

| | | |
|---|---|---|
| નીતકોટોકા | જ્યાંથી હું નીકળુંછું | Whence I come out (or go out). |
| આટાકાપો તઝામા | જ્યારે તે જોશે | When he will look. |
| ટુલીમો કા | જેમાં અમે બેઠા | Within which we sat. |
| આનકોઅન્ગુકા | જ્યાં તે પડેછે. (દૂર) | Where he is falling. |
| આલીમોઅન્ગુકા | જ્યાં(જેમાં)તે પડયો(અંદર) | Wherein he fell down. |
| આલીપોઅન્ગુકા | { જ્યારે હું પડયો, અથવા<br>જ્યાં હું પડયો (નજદીક) } | When or where I fell down. |
| આલીકોઅન્ગુકા | જ્યાં હું પડયો (દૂર) | Where I fell down. |

---

# અભ્યાસપાઠ ૨૫ મો.

## સ્વાહીલી વાક્યો.

## Swahili Phrases.

૧. આલીયેની એોના નાની? ૨. નાનીઆનાયેટોકા? ૩. નીટાકાપો મએોના. ૪. મ્ગેની આલીપોઅન્ગુકા. ૫. મ્ઝુન્ગુ આનાકો રૂડી. ૬. ટુનાપો સિમામા. ૭. મ્ફાલ્મે આલીપો પીટા. ૮. વાટુ વેઉસી વાલીકોકિમ્બીઆ. ૯. ચુમ્બા આલીમો કાકીટકો. ૧૦. વાવુવી વાલીપો પીન્ડવા મ્ટુમ્બી વેટુ.

## ગુજરાતી તરજુમો.

૧. મને કોણે જોયો ? ૨. કોણ (બહાર) નીકળેછે ? ૩. જ્યારે હું તેને જોઈશ. ૪. પરદેશી જ્યારે પડી ગયો. ૫. જ્યાં સાહેબ લોક પાછો જાયછે. ૬. જ્યાં અમે ઊભા છિયે (અથવા, જ્યાં અમે ઊભીએ છિએ). ૭. જ્યારે સરદાર વટાઈ ગયો. ૮. જ્યાંથી કાળા (સીધી) લોકો નહાસી ગયા. ૯. ઓરડો જેમાં તે બેઠો. ૧૦ જ્યાં મચ્છીમારાએ અમારી હોડી ઊથલાવી નાખી.

### English Translation.

1. Who saw me ? 2. Who is coming out ? 3. When I shall see him. 4. When the foreigner fell down. 5. Where the European is going back. 6. Where we are standing. 7. When the chief passed. 8. Whence the black people ran away. 9. The chamber in which he sat down. 10. Where the fishermen overturned our canoe.

---

# બોધપાઠ ૨૪ મો.

## આજ્ઞાર્થ તથા સંશયાર્થ રૂપ.

## The Imperative and the Subjunctive forms.

૯૫. સ્વાહીલીભાષામાં આજ્ઞાર્થકરૂપ ગુજરાતીતથા ઈંગ્રેજી ભાષાની માફક ફક્ત બીજા પુરૂષનાં એકવચન તથા બહુવચનની સાથે ઘણુંકરી આજ્ઞા કરતીવખતે વપરાયછે; એ રૂપ જ્યારે બીજા પુરૂષ એકવચનમાં હોય ત્યારે તેને માટે (ઈંગ્રેજીની માફક) ક્રિયાપદનું સાદામાં સાદું રૂપ વપરાયછે એટલે કે ફક્ત ક્રિયાપદનાં સામાન્યરૂપની નિશાની "કુ" પડતી મૂકાયછે, અને એ રૂપને ની પ્રત્યય લગાડવાથી તેનું બહુવચન બનેછે જેમકેઃ—

| એકવચન. | | | બહુવચન. | | | |
|---|---|---|---|---|---|---|
| પેન્ડા | ચાહ, ઇચ્છ | Love. | પેન્ડાની | ચાહો, ઇચ્છો | Love | (ye). |
| ફીકા | પહોંચ | Reach. | ફીકાની | પહોંચો | Reach | (ye). |
| ઉલીઝા | પૂછ | Ask. | ઉલીઝાની | પૂછો | Ask | (ye). |
| જીબુ | જવાબ દે | Answer. | જીબુની | જવાબ દો | Answer | (ye). |
| ફિકીરી | વિચાર કર | Consider. | ફિકીરીની | વિચારકરો | Consider | (ye). |
| સીફુ | વખાણ કર | Praise. | સીફુની | વખાણકરો | Praise | (ye). |

૯૬. એ ભાષામાં જે કોઈ ક્રિયાપદનો અંત્યાક્ષર આ હોય તેને **આજ્ઞાર્થક** રૂપે વાપરવા પેહેલાં તે આ અંત્યાક્ષર બદલાઈને વારંવાર એ બોલાયછે, અને જે ક્રિયાપદનો અંત્યાક્ષર આ હોતો નથી તેનું **આજ્ઞાર્થક** રૂપ ઉપર પ્રમાણેજ થાયછે; જેમકે;—

| એકવચન. | | | બહુવચન. | | | |
|---|---|---|---|---|---|---|
| પેન્ડે | ચાહ, ઇચ્છ | Love. | પેન્ડેની | ચાહો, ઇચ્છો | Love | (ye). |
| ફીકે | પહોંચ, પહોંચીજા | Reach. | ફીકેની | પહોંચીજાઓ | Reach | (ye). |
| ઉલીઝે | પૂછ | Ask. | ઉલીઝેની | પૂછો | Ask | (ye). |
| જીબુ | જવાબ દે | Answer. | જીબુની | જવાબ દો | Answer | (ye). |
| ફિકીરી | વિચારકર | Consider. | ફિકીરીની | વિચારકરો | Consider | (ye). |
| સીફુ | વખાણકર | Praise. | સીફુની | વખાણ કરો | Praise | (ye). |

૯૭. જે ક્રિયાપદોનો છેલ્લો અક્ષર એ, ઈ, અથવા ઉ હોય તેઓનાં **આજ્ઞાર્થક** રૂપમાં ઉપર કહ્યા પ્રમાણે ક્રિયાપદને છેડે કાંઈ પણ ફેરફાર થતો નથી, અને તે રૂપ સકર્મક ક્રિયાપદનું હોવાથી તેને કોઈ કર્મણિ ઉપસર્ગ લગાડવાની જરૂર પડે તો તે ક્રિયાપદની પૂર્વે અને બીજા સર્વે ઉપસર્ગોની પાછળ ઉમેરવો; જેમકે;—

| | | |
|---|---|---|
| *ઉની†સમેહે | મને માફ કર | Pardon me. |
| ઉનીસદીકી | મને માન (ખરૂ કેહેવું કબુલકર) | Believe me. |
| ઉનીજીબુ | મને જવાબદે | Answer me. |

૯૮. સ્વાહીલી ભાષામાં બીજી કેટલીક ભાષાઓની માફક **આજ્ઞાર્થક** રૂપમાં **કર્તરિ ઉપસર્ગ** વારંવાર અધ્યાહાર્ય રહેછે, પણ **કર્મણિ ઉપસર્ગ** ક્રિયાપદની પૂર્વે કાયમ રહેછે;જેમકે;—

| | | |
|---|---|---|
| નીસમેહે | મને માફ કર | Pardon me. |
| નીસદીકી | મને માન (ખરૂ કેહેવું માન) | Believe me. |
| નીજીબુ | મને જવાબ દે | Answer me. |

## સંશયાર્થક રૂપ.
## Subjunctive form.

૯૯. એ ભાષામાં **સંશયાર્થક** રૂપ વારંવાર ક્રિયાપદની પૂર્વે કી ઉપસર્ગ લગાડવાથી તથા **સંકેતકાળના** કોઈ રૂપથી બનેછે (જુઓ કલમ ૧૧૧-૧૧૪) જેમકે;—

અબદલા આકીજા મરબીએ { જો અબદલા આવે તો તેને કેહેજો<br>If Abdulla come tell him.

મ્ટુમા આન્ગાલીઓના ગુલામે જોયું હત The slave would have seen.

૧૦૦. સાદામાં સાદું **સંશયાર્થક** રૂપ સ્વાહીલીમાં ઘણું કરીને **આજ્ઞાર્થક** રૂપને

* ઉ shows the subject "you" (*sing.*), which often remains understc

† ની shows the object "me."

મળતું આવેછે, અને જેવી રીતે આજ્ઞાર્થક રૂપમાં ક્રિયાપદનો છેલ્લો અક્ષર આ હોય તો તે બદલાઈને એ થાયછે તેવીજ રીતે સંશયાર્થક રૂપમાં પણ થાયછે, અને તે રૂપ જે પુરૂષવચનમાં હોય તે પ્રમાણે તેની પૂર્વે કર્તરિ ઉપસર્ગો લાગેછે; જેમકે;

| | | |
|---|---|---|
| નીપેન્ડે | હું ચાહું | I may love. |
| નીમપેન્ડે | હું તેને ચાહું | I may love him. |
| આપેન્ડે | તે ચાહે | He may love. |
| આમપેન્ડે | તે તેને ચાહે | He may love him. |
| નીસીફુ | હું વખાણ કરૂં | I may praise. |
| આસીફુ | તે વખાણ કરે | He may praise. |

૧૦૧. ગુજરાતી ભાષામાં ઉપર કહેલા સાદા સંશયાર્થક રૂપની સાથે જ્યારે બીજા કોઈ વાક્યનો સંબંધ હોય ત્યારે તેની પૂર્વે ઘણુંકરીને હમેશાં વાક્યયોગી કે, જો અથવા તો ઇત્યાદિ આવેછે, અને ઇંગ્રેજીમાં વારંવાર ધેટ, ઇફ (That, if) વપરાયછે; પણ સ્વાહીલી ભાષામાં ફક્ત સંશયાર્થક રૂપ વાપરવાથી તેમાં ઉપર કહેલા વાક્યયોગી અવ્યયોના અર્થનો સમાવેશ થઈ શકેછે; જેમકે;—

| | | |
|---|---|---|
| મપીગે આઅન્ગુકે | તેને મારો કે તે પડે | Beat him that he may fall [down. |
| લેટે નીવુન્જે | લાવો કે હું ભાંગું | Bring (it) that I may break (it). |
| મરબીએ આકાએ | તેને કહો કે તે બેસે | Tell him that he may sit [down. |
| નીપેન્ડે | કે હું ચાહું, તો હું ચાહું | That I may love. |
| ઉપેન્ડે | કે તું ચાહે | That you (*sing.*) may love. |
| આપેન્ડે | કે તે ચાહે, કે તેણી ચાહે | That he (or she) may love. |
| ટુપેન્ડે | કે અમે ચાહિયે | That we may love. |
| મપેન્ડે | કે તમે ચાહો | That you may love. |
| વાપેન્ડે | કે તેઓ ચાહે | That they may love. |
| ઉઅન્ગુકે ("મ્ટી" વર્ગ) | કે તે (ઝાડ, ઇત્યાદિ) પડે | That it may fall down. |
| ઈઅન્ગુકે ,, | કે તેઓ (ઝાડો, ઇત્યાદિ) પડે | That they may fall down. |
| કીઅન્ગુકે ("કી" વર્ગ) | કે તે (ખીજ ઇત્યાદિ) પડે | That it may fall down. |
| વીઅન્ગુકે ,, | કે તેઓ (બીજો, ઇત્યાદિ) પડે | That they may fall down. |

સૂચના—એમાં ઉભયાન્વયી અવ્યયનો પ્રયોગ કરવાનું કારણ એ છે, કે તેણેકરીને એ રૂપનો સંકેતાર્થ ખુલ્લી રીતે જણાએ.

૧૦૨. ઉપર કહેલું સંશયાર્થકરૂપ વારંવાર આજ્ઞાર્થકરૂપને માટે પણ વાપરી શકાયછે. પણ ત્યારે તેનો અર્થ નીચેપ્રમાણે આજ્ઞાની સાથે વિનંતી, આવકાર, તથા સભ્યતા દર્શાવેછે. જેમકે;—

| | | |
|---|---|---|
| ઉવુટે | ખેંચો (મેહેરબાનીથી) | ( Please to ) pull. |
| નીતઝામે | મને જોવાદો | Let me look. |
| આતઝામે | તેને જોવાદો | Let him (or her) look. |
| નીપેન્ડે | મને ચાહાવાદો | Let me love. |
| ટુપેન્ડે | અમને ચાહાવાદો | Let us love. |
| આપેન્ડે | તેને ચાહાવાદો | Let him love. |

૧૦૩. એ સંશયાર્થક રૂપ જ્યારે પ્રશ્નાર્થે (Interrogatively) વાપરવામાં આવે ત્યારે તેના અર્થ નીચે પ્રમાણે થાયછે;—

| | | |
|---|---|---|
| નીપીટે ? | હું વટાઈ જાઉંકે? અથવા<br>હું વટાઈ જવાનો છું કે? | May I pass? or<br>Am I to pass? |
| આછીમ્બે? | તે ખોદે કે? અથવા<br>તે ખોદવાનો છે કે? | May he (or she) dig? or<br>Is he (or she) to dig? |
| નીઉકાટે મ્ટી? | હું (તે) ઝાડ કાપું કે? અથવા<br>હું (તે) ઝાડ કાપવાનો છું કે? | May I cut the tree? or<br>Am I to cut the tree? |

૧૦૪. સ્વાહીલીમાં સંશયાર્થક રૂપ જ્યારે કોઈ કારણાર્થે કે કોઈ ધારણા પારપાડવાના સબબે વપરાય ત્યારે તેનો અર્થ ગુજરાતીમાં **સામાન્ય કૃદંત**થી અથવા ક્રિયાપદને વાક્યયોગી ને અને, કે, માટે, કાજે, કારણે, વિગેરે લગાડવાથી દર્શાવાયછે; અને ઇંગ્રેજીમાંતેવોજ અર્થ બતાવવા સારૂ ક્રિયાપદનું **સામાન્યરૂપ** વપરાયછે, અથવા ક્રિયાપદની પૂર્વે વાક્યયોગી **ધૅટ, ઍન્ડ, ઇન ઓર્ડર ધૅટ** (That, and, in order that) ઇત્યાદિ લાગેછે; જેમકે;—

| | |
|---|---|
| વાઇટે વાટુમાં વાકુસઇડીએ | ગુલામોને બોલાવ કે તેઓ તને મદદ કરે, અથવા તને મદદ કરવાને ગુલામોને બોલાવ.<br>Call the slaves that they may help you (*sing.*), or call the slaves to help you (*sing.*). |
| એનેન્ડા ઉમટફુટે | જા અને તેને શોધ; (તેને શોધવાને જા; તેને ગોતવા માટે જા.)<br>Go and look for him (or go to look for him). |
| *મમ્બીએ આકુસઇડીએ | તને મદદ કરવાને તેને કહે અથવા, તેને કહે કે તે તને મદદ કરે<br>Tell him to help you (*sing.*), or tell him that he may help you (*sing.*). |
| મમ્બીએ આકાએ | તેને બેસવાને કહો, અથવા તેને કહો કે તે બેસે.<br>Tell him to sit down, or tell him that he may sit down. |

૧૦૫. ગુજરાતીમાં **સામાન્ય કૃદંત** તથા ઇંગ્રેજીમાં ક્રિયાપદનું **સામાન્યરૂપ** કે કોઈ વખત **વર્તમાન કૃદંત** જ્યારે ઉપર કહ્યા પ્રમાણે કોઈ કારણાર્થે વાપરેલાં હોતાં નથી અને ફક્ત સાદાં રૂપ તરીકે આવેલાં હોય તો તેઓને વાસ્તે સ્વાહીલી ભાષામાં પણ સાદું **સામાન્યરૂપ** વાપરવું અને તેને ઠેકાણે **સંશયાર્થકરૂપ** બિલકુલ વાપરવું નહિ, જેમકે;—

| | | |
|---|---|---|
| નાટાકા કુલાલા | હું સૂવા માંગુંછું | I want to sleep. |
| નાપેન્ડા કુસોમા | હું વાંચવાને ચાહુંછું | I love reading (to read). |

---

* **મમ્બીએ**=(મ+અમ્બીએ) "મ" ત્રીજા પુરૂષ એકવચન અર્થે વપરાતો કર્મણિ ઉપસર્ગ છે; તથા "અમ્બીએ" એ આજ્ઞાર્થક રૂપ છે; અને એનું મૂળ ક્રિયાપદ "કુઅમ્બીઆ" (કહેવું = To tell) છે.

મળતું આવેછે, અને જેવી રીતે આજ્ઞાર્થક રૂપમાં ક્રિયાપદનો છેલ્લો અક્ષર આ હોય તો તે બદલાઈને એ થાયછે તેવીજ રીતે સંશયાર્થક રૂપમાં પણ થાયછે; અને તે રૂપ જે પુરૂષવચનમાં હોય તે પ્રમાણે તેની પૂર્વે કર્તરિ ઉપસર્ગો લાગેછે; જેમકે;

| | | |
|---|---|---|
| નીપેન્ડે | હું ચાહું | I may love. |
| નીમપેન્ડે | હું તેને ચાહું | I may love him. |
| આપેન્ડે | તે ચાહે | He may love. |
| આમપેન્ડે | તે તેને ચાહે | He may love him. |
| નીસીફુ | હું વખાણ કરૂં | I may praise. |
| આસીફુ | તે વખાણ કરે | He may praise. |

૧૦૧. ગુજરાતી ભાષામાં ઉપર કહેલા સાદા સંશયાર્થક રૂપની સાથે જ્યારે બીજા કોઈ વાક્યનો સંબંધ હોય ત્યારે તેની પૂર્વે ઘણુંકરીને હમેશાં વાક્યયોગી કે, જો અથવા તો ઇત્યાદિ આવેછે, અને ઇંગ્રેજીમાં વારંવાર ધેટ, ઇફ (That, if) વપરાયછે; પણ સ્વાહીલી ભાષામાં ફક્ત સંશયાર્થક રૂપ વાપરવાથી તેમાં ઉપર કહેલા વાક્યયોગી અવ્યયોના અર્થનો સમાવેશ થઈ શકેછે; જેમકે;—

| | | |
|---|---|---|
| મપીગે આઅન્ગુકે | તેને મારો કે તે પડે | Beat him that he may fall [down. |
| લેટે નીવુન્જે | લાવો કે હું ભાંગું | Bring (it) that I may break (it). |
| મરબીએ આકાએ | તેને કહો કે તે બેસે | Tell him that he may sit [down. |
| નીપેન્ડે | કે હું ચાહું, તો હું ચાહું | That I may love. |
| ઉપેન્ડે | કે તું ચાહે | That you (*sing.*) may love. |
| આપેન્ડે | કે તે ચાહે, કે તેણી ચાહે | That he (or she) may love. |
| ટુપેન્ડે | કે અમે ચાહિયે | That we may love. |
| મપેન્ડે | કે તમે ચાહો | That you may love. |
| વાપેન્ડે | કે તેઓ ચાહે | That they may love. |
| ઉઅન્ગુકે ("મ્ટી" વર્ગ) | કે તે (ઝાડ, ઇત્યાદિ) પડે | That it may fall down. |
| ઈઅન્ગુકે ,, | કે તેઓ (ઝાડો, ઇત્યાદિ) પડે | That they may fall down. |
| કીઅન્ગુકે ("કી" વર્ગ) | કે તે (ચીજ ઇત્યાદિ) પડે | That it may fall down. |
| વીઅન્ગુકે ,, | કે તેઓ (ચીજો, ઇત્યાદિ) પડે | That they may fall down. |

**સૂચના**—એમાં ઉભયાન્વયી અવ્યયનો પ્રયોગ કરવાનું કારણ એ છે કે તેણેકરીને એ રૂપનો સંકેતાર્થ ખુલ્લી રીતે જણાએ.

૧૦૨. ઉપર કહેલું **સંશયાર્થકરૂપ** વારંવાર **આજ્ઞાર્થકરૂપ**ને માટે પણ વાપરી શકાયછે. પણ ત્યારે તેનો અર્થ નીચેપ્રમાણે **આજ્ઞાની** સાથે **વિનંતી, આવકાર,** તથા **સભ્યતા** દર્શાવેછે. જેમકે;—

| | | |
|---|---|---|
| ઉવુટે | ખેંચો (મેહરબાનીથી) | (Please to) pull. |
| નીતઝામે | મને જોવાદો | Let me look. |
| આતઝામે | તેને જોવાદો | Let him (or her) look. |
| નીપેન્ડે | મને ચાહાવાદો | Let me love. |
| ટુપેન્ડે | અમને ચાહાવાદો | Let us love. |
| આપેન્ડે | તેને ચાહાવાદો | Let him love. |

૧૦૩. એ **સંશયાર્થક રૂપ** જ્યારે પ્રશ્નાર્થે (Interrogatively) વાપરવામાં આવે ત્યારે તેના અર્થ નીચે પ્રમાણે થાયછે;—

| | | |
|---|---|---|
| નીપીટે ? | હું વટાઈ જાઉંકે? અથવા<br>હું વટાઈ જવાનો છું કે? | May I pass? or<br>Am I to pass? |
| આછીમ્બે? | તે ખોદે કે? અથવા<br>તે ખોદવાનો છે કે? | May he (or she) dig? or<br>Is he (or she) to dig? |
| નીઉકાટે મ્ટી ? | હું (તે) ઝાડ કાપું કે? અથવા<br>હું (તે) ઝાડ કાપવાનો છું કે? | May I cut the tree? or<br>Am I to cut the tree? |

૧૦૪. સ્વાહીલીમાં સંશયાર્થક રૂપ જ્યારે કોઈ કારણાર્થે કે કોઈ ધારણા પારપાડવાના સબબે વપરાય ત્યારે તેનો અર્થ ગુજરાતીમાં સામાન્ય કૃદંતથી અથવા ક્રિયાપદને વાક્યયોગી **ને અને, કે, માટે, કાજે, કારણે,** વિગેરે લગાડવાથી દર્શાવાયછે; અને ઇંગ્રેજીમાં તેવોજ અર્થ બતાવવા સારૂ ક્રિયાપદનું **સામાન્યરૂપ** વપરાયછે, અથવા ક્રિયાપદની પૂર્વે વાક્યયોગી **ધૅટ, ઍન્ડ, ઇન આર્ડર ધૅટ** (That, and, in order that) ઇત્યાદિ લાગેછે; જેમકે;—

વાઇટે વાટુમાં વાકુસઇડીએ { ગુલામોને બોલાવ કે તેઓ તને મદદ કરે, અથવા તને મદદ કરવાને ગુલામોને બોલાવ. Call the slaves that they may help you (*sing.*), or call the slaves to help you (*sing.*).

એનેન્ડા ઉમટફુટે { જા અને તેને શોધ; (તેને શોધવાને જા; તેને ગોતવા માટે જા.) Go and look for him (or go to look for him).

*મમ્બીએ આકુસઇડીએ { તને મદદ કરવાને તેને કહે અથવા, તેને કહે કે તે તને મદદ કરે Tell him to help you (*sing.*), or tell him that he may help you (*sing.*).

મમ્બીએ આકાએ { તેને બેસવાને કહો, અથવા તેને કહો કે તે બેસે. Tell him to sit down, or tell him that he may sit down.

૧૦૫. ગુજરાતીમાં **સામાન્ય કૃદંત** તથા ઇંગ્રેજીમાં ક્રિયાપદનું **સામાન્યરૂપ** કે કોઈ વખત **વર્તમાન કૃદંત** જ્યારે ઉપર કહ્યા પ્રમાણે કોઈ કારણાર્થે વાપરેલાં હોતાં નથી અને ફક્ત સાદાં રૂપ તરીકે આવેલાં હોય તો તેઓને વાસ્તે સ્વાહીલી ભાષામાં પણ સાદું **સામાન્યરૂપ** વાપરવું અને તેને ઠેકાણે **સંશયાર્થકરૂપ** બિલકુલ વાપરવું નહિ, જેમકે;—

| | | |
|---|---|---|
| નાટાકા કુલાલા | હું સૂવા માંગુંછું | I want to sleep. |
| નાપેન્ડા કુસોમા | હું વાંચવાને ચાહુંછું | I love reading (to read). |

---

* **મમ્બીએ** =(મ+અમ્બીએ) "**મ**" ત્રીજા પુરૂષ એકવચન અર્થે વપરાતો **કર્મણિ** ઉપસર્ગ છે; તથા "**અમ્બીએ**" એ આજ્ઞાર્થક રૂપ છે; અને એનું મૂળ ક્રિયાપદ "**કુઅમ્બીઆ**" (કહેવું = To tell) છે.

# અભ્યાસપાઠ ૨૬ મો.

## સ્વાહીલી વાક્યો.

## Swahili Phrases.

૧. *મુઈટે મ્તુ આલીયેકુપીગા નીમવ્મોને. ૨. મપીગે આવ્મોગોપે. ૩. મ્તુ ઉલીયેમઊઆ. ૪. નીમઝીકે. ૫. મવ્મીએ આનીજીબુ. ૬. વીવુન્જે વીકુ વીલે (એ વાક્યમાં "વી" પ્રથમાક્ષર કર્મણિ ઉપસર્ગ છે તે વારંવાર જંગબારમાં ઘણા લોકો પડતો મુકેછે અને આપ્રમાણે બોલેછે—"વુન્જે વીકુ વીલે"). ૭. વુન્જેની વીકુ વીલે. ૮. ટુવુન્જે વીસુ હીવી? ૯. વુન્જેની વીસુ વ્યોટે. ૧૦. ઉચુકવે મ્ઝીગો હુઉ. ૧૧. ચગુએ મ્તુ મોજા આપાન્ડે. ૧૨. વીપીકે વીઆઝી હીવી. ૧૩. વીકુસાંઈએં વીઆઝી વીલે નીપીકે. ૧૪. મવ્મીએ આકીફુનીકે ચુન્ગુ. ૧૫. વીહરીબુની વીબાન્ડા વ્યોટે. ૧૬. ટુફાંઈએં નીની? ૧૭. મ્ટુમાં આકેકોટે મીઠી મીરેફુ. ૧૮. વાજાકાઝી વાટેકે માજી. ૧૯. મફુકુઝે કિપોફુ. ૨૦. વાફુકુઝે વીપોફુ. ૨૧. કિઝીવી આકાએ. ૨૨. મવ્મીએ આકાએ. ૨૩. આકુપેન્ધા ઉમસઈડીએ. ૨૪. નાલીજરીબુ કુમપીગા ટેકે. ૨૫. વાલીકરીબીઆ વાઉપાન્ધે મ્ટી. ૨૬. આલીવુઆ આવ્મોગે (or આલીવુઆ કવા કોગા.) ૨૭. મ્કુબ્મે આલીપેલેકા વાટુમાં વાવીલી વાનીટફુટે. ૨૮. સીસી વાઠાકુ ટુલીશુકા ટુકીલીન્ડે કિબાન્ડા કીલે.

## ગુજરાતી તરજુમો.

૧. જે માણસે તને માર્યો તેને બોલાવ તો હું તેને જોઉં. ૨. તેને મારો કે તે બીહે (તેને મારો તો તે બીહે). ૩. જે માણસને તેં મારી નાખ્યો તે. ૪. શું હું તેને દાટું કે? (અથવા, શું હું તેને દાટવાનો છું કે?). ૫. મને જવાબ આપવાને તેને કહો (તેને કહો કે તે મને જવાબ આપે). ૬. પેલી ચીજો ભાંગી નાખ. ૭. પેલી ચીજો ભાંગી નાખો. ૮. આ છરીઓ અમે ભાંગી નાખીએકે? (આ છરીઓ અમે ભાંગવાના છીએકે?). ૯. સઘળા ચાકુઓ ભાંગી નાખો. ૧૦. આ બોજો (તું) ઊપાડી લઈજા. ૧૧. ઉપર ચઢવાને (માટે) એક માણસ પસંદ કરો (ચૂંઠી કાઢો). ૧૨. આ રતાળુઓ રાંધો. ૧૩. પેલાં રતાળુઓ એકઠાં કરો કે હું (તેમને) રાંધું. ૧૪. (તે) કુલ્લું (માટીનું રાંધવાનું વાસણ) ઢાંકવાને તેને કહો. ૧૫. સઘળાં ઝુંપડાંને પાયમાલ કરીનાખો. ૧૬. અમે શું કરીએ? (અથવા, અમે શું કરવાના છિયે?) ૧૭. ગુલામને લાંબાં ઝાડો ઘસેડવાદો. ૧૮. ગોલીઓને પાણી ભરવાદો. ૧૯. આંધળા માણસને હાંકી કહાડ. ૨૦. આંધળા માણસોને હાંકી કહાડ. ૨૧. બેહેરા માણસને બેસવાદો. ૨૨. તેને કહો કે તે બેસે (તેને બેસવાને કહો). ૨૩. તે તને ચાહેછે કે તું તેને મદદ કરે (તેને મદદ કરવાને તે તને ચાહેછે). ૨૪. મેં તેને લાત મારવાની કોશેશ કીધી. ૨૫. તેઓ (તે) ઝાડઉપર ચઢવાને નજદીક આવ્યા. ૨૬. તેણે નહાવાને (માટે) લુગડાં ઊતારી નાખ્યાં. ૨૭. સરદારે મને શોધી કાઢવાને બે ગુલામો મોકલ્યા (સરદારે બે ગુલામો મોકલ્યા કે તેઓ મને શોધી કાઢે). ૨૮. તે ઝુંપડાંની ચોકી કરવાને અમે ત્રણે નીચે ગયા.

## English Translation.

1. Call the man who beat you (*sing.*) that I may see him. 2. Beat him that he may fear. 3. The man whom you (*sing.*) killed. 4. May I bury

---

*મુ = (મુ or મ્વ) is the objective prefix of the third person singular used before a vowel, which becomes "મ" before a consonant.

him? (or am I to bury him?) 5. Tell him to answer me (or tell him that he may answer me). 6. Break those things. 7. Break (*pl.*) those things. 8. May we break these knives? or (are we to break these knives?) 9. Break (*pl.*) all the knives. 10. Carry away this load. 11. Choose one man to climb up. 12. Cook these sweet potatoes. 13. Collect those sweet potatoes that I may cook (them). 14. Tell him to cover the cooking pot. 15. Destroy (*pl.*) all the huts. 16. What must we do? (or what are we to do?) 17. Let the slave drag long trees. 18. Let the slave women draw water. 19. Drive away the blind man. 20. Drive away the blind men. 21. Let the deaf man sit down. 22 Tell him that he may sit down (or tell him to sit down). 23. He likes you (*sing.*) that you may help him [or he likes you (*sing.*) to help him]. 24. I tried to kick him. 25. They came near to climb up the tree. 26. He took off (his) clothes to bathe. 27. The chief sent two slaves to search for me. 28. We three went down to guard that hut.

---

# બોધપાઠ ૨૫ મો.

## ક્રિયાપદની પૂર્વે "કા" ઉપસર્ગ લગાડવાથી થતાં રૂપ.

## Forms of Verbs by prefixing "Ka."

૧૦૬. સ્વાહીલી ભાષામાં ક્રિયાપદની પૂર્વે જ્યારે કા ઉપસર્ગ લગાડવામાં આવે ત્યારે તે ઉપસર્ગનો અર્થ હમેશાં વાક્યયોગી અને (And) જેવો થાયછે; જેમકે;—

| | | |
|---|---|---|
| "કાસમેહે" | અને માફ કર | And pardon. |
| "કારુડી" | અને પાછો આવ | And come back. |

૧૦૭. આજ્ઞાર્થકરૂપની પૂર્વે વાક્યયોગી અનેનો અર્થ દર્શાવવા અર્થે જ્યારે કા ઉપસર્ગ વાપરવામાં આવે ત્યારે તે હમેશાં પ્રથમાક્ષર તરીકે વપરાયછે અને સંશયાર્થક રૂપમાં તે ક્રિયાપદની પૂર્વે અને પુરૂષવાચક ઉપસર્ગોની પાછળ આવેછે; જેમકે;—

| | | | |
|---|---|---|---|
| Imperative form. | "કાટુપા, (અથવા) કાટુપે" | અને ફેંક, અને ફેંકી નાખ | And throw away. |
| | "કાપેન્ડા, (અથવા) કાપેન્ડે" | અને ચાહ | And love. |
| | "કાજીબુ" | અને જવાબદે | And answer. |
| Subjunctive form. | "નીકાટુપે" | અને હું ફેંકું | And I may throw away. |
| | "નીકાપેન્ડે" | અને હું ચાહું | And I may love. |
| | "નીકાજીબુ" | અને હું જવાબ આપું | And I may answer. |
| Subjunctive used for the Imperative. | "નીકાટુપે" | અને મને ફેંકવાદો | And let me throw away. |
| | "નીકાપેન્ડે" | અને મને ચાહાવાદો | And let me love. |
| | "નીકાજીબુ" | અને મને જવાબ આપવાદો | And let me answer. |

૧૦૮. એ કા ઉપસર્ગ સાધારણરીતે સ્વાહીલીમાં ભુતકાળને અર્થે ઘણોજ વપરાય છે; એટલે કે તે જાણે ભૂતકાળને માટે વપરાતા લી તથા આલી ઉપસર્ગો (જુઓ કલમ ૪૭) ના જેવોજ ત્રીજો ઉપસર્ગ હોય તેવી રીતે ક્રિયાપદની પૂર્વે અને પુરૂષવાચક ઉપસર્ગોની

પાછળ આવેછે, તોપણ તેનો અર્થ કરવામાં અવશ્ય કરીને વાક્યયોગી અને (And)નો સમાવેશ હમેશ થાયછે; જેમકે;—

**એકવચન.**

| | | | |
|---|---|---|---|
| ("મ્હુ" વર્ગ) | નીકાઅન્ગુકા | અને હું પડ્યો | And I fell down. |
| ,, | ઉકાઅન્ગુકા | અને તું પડ્યો | And you (*sing.*) fell down. |
| ,, | આકાઅન્ગુકા | અને તે પડ્યો | And he (or she) fell down. |
| ("મ્ટી" વર્ગ) | ઉકાઅન્ગુકા | અને તે પડ્યું | And it fell down. |
| ("કી" વર્ગ) | કીકાઅન્ગુકા | અને તે પડ્યું | And it fell down. |

**બહુવચન.**

| | | | |
|---|---|---|---|
| ("મ્હુ" વર્ગ) | ટુકાઅન્ગુકા | અને અમે પડ્યા | And we fell down. |
| ,, | મ્કાઅન્ગુકા | અને તમે પડ્યા | And you fell down. |
| ,, | વાકાઅન્ગુકા | અને તેઓ પડ્યા | And they fell down. |
| ("મ્ટી" વર્ગ) | ઇકાઅન્ગુકા | અને તેઓ પડ્યા | And they fell down. |
| ("કી" વર્ગ) | વીકાઅન્ગુકા | અને તેઓ પડ્યા | And they fell down. |

૧૦૯. ગુજરાતી તથા ઇંગ્રેજીમાં કોઈ વિષયનું વર્ણન કરવામાં કે તવારીખ લખવામાં કોઈ વાક્યમાં બે અથવા બે કરતાં વધારે ભૂતકાળનાં રૂપ સાથે આવે, અને તેઓના સંબંધાર્થે અને (And) વાક્યયોગી અવ્યય આવેલો હોય કે અધ્યાહાર્ય હોય તો સ્વાહીલીમાં પેહેલા ભુતકાળનાં રૂપને માટે લી અથવા આલી ઉપસર્ગ તથા તે પછીનાં દરેક ભૂતકાળનાં રૂપને માટે કા ઉપસર્ગ વપરાયછે; જેમકે;—

આલીજીબુ આકામમ્બીઆ { તેણે જવાબ આપ્યો અને તેને કહ્યું.<br>He answered and said to him.

આકીરૂડી આકાફીકા હાપા { તે પાછો વળ્યો અને તે અહિં આવી પહોંચ્યો.<br>He returned and arrived here.

૧૧૦. એ કા ઉપસર્ગને ઘણા લોકો કોઈ કોઈ વાર પુરૂષવાચક ઉપસર્ગો સહિત બદલીને તેનું ટુંકું રૂપ હા બોલેછે; જે બધા પુરૂષમાં એકસરખી રીતે વપરાયછે; જેમકે:—

"નીકામઓના અથવા હામઓના" અને મેં તેને જોયો And I saw him.

પણ એ છેલ્લું રૂપ સાધારણ રીતે ઘણું ઉપયોગમાં નહિ આવવાથી તેને નીચેના વાક્યોમાં વાપર્યું નથી.

---

# અભ્યાસપાઠ ૨૭ મો.

## સ્વાહીલી વાક્યો.

## Swahili Phrases.

૧. કાટાકે. ૨. કાટાકેની. ૩. કામુઇટે. ૪. કાનુનુએ મ્ટી. ૫. કાઉનુનુએ મ્ટી. ૬. કાઉનુનુએ મ્ટી ઉલે. ૭. કાઇનુનુએ (મીટી). ૮. કાવાકુકુઝે. ૯. આકા ટવાએ. ૧૦. આકોકી ટવાએ (કીસુ) ૧૧. એનેન્ડા કામસઇડીએ. ૧૨. આલીટન્ગુલીઆ આકાફીકા. ૧૩. આલીપીટા આકારૂડી. ૧૪. આલીનીઉલીઝા નીકામપ્બીઆ. ૧૫. સિકીએ કાનીજીબુ. ૧૬. સિકીએની કાનીજીબુની. ૧૭. મ્લીતઝામા મ્કાઓના મીટી. ૧૮. મ્ટોટો આલીઅન્ગુકા આકાલીઆ. ૧૯. વાલીલેવા વાકાગોમ્બાના. ૨૦. આલીઓન્ડોકા આકા ઇમ્બા.

૨૧. આલીકુઉલીઝા ઉકામ્અમ્બીઆ. ૨૨. વાગેની વાલીફીકા વાકાઉટેકેટેઝા મ્જી વેટુ. ૨૩. આલીવાઆ વીઆટુ વીપીઆ વ્યાકે, વીકામઉમા. ૨૪. નાલીચોકા, મીગૂ યાન્ગુ ઈકાવીમ્બા. ૨૫. મ્કુબ્વા આલીવાઈટા વાટુ વાકે, આકાવાઅમ્બીઆ "મ્ટુ હુયુ મ્ચાવી, મ્શીકેની કામ ફુન્ગેની" વાકામફુન્ગા. ૨૬. વાટુ વાલીઓમલીન્ડા વાકાલેવા, વાકાલાલા, નીકામફુન્ગુઆ આકાકિમ્બીઆ. ૨૭. વાટુ વાલે વાકાઅમ્કા વાકાઆન્ઝા કુમટફુટા આલીયે કિમ્બીઆ; વાકાનીકુટા મીઆની વાકાની ઉલીઝા "ઉમે ઓના મ્ટુ ટુલીયેમ ફુન્ગા" ૨૮. નીકાવાઅમ્બીઆ "મ્ટુ યુપી"? ૨૯. વાકાનીઅમ્બીઆ "મ્ચાવી યુલે ટુલીયેમફુન્ગા હાપા."

## ગુજરાતી તરજુમો.

**સૂચનાઃ**—આ અભ્યાસપાઠમાં તથા આગળ આવી ગયેલા તેમજ હવે પછી આવતા અભ્યાસપાઠોમાં સ્વાહીલી વાક્યોના શબ્દેશબ્દનો તરજુમો વાંચનારને બતાવી આપવાના સબબથી વખતે ગુજરાતી તથા ઇંગ્રેજી ઢબમાં કાંઈ પણ કઢંગાપણું જોવામાં આવે તો તેમાં કર્તાની કસૂર સમજવી નહિ કારણ કે સ્વાહીલી ભાષા જાતે તેવી છે; આ વાક્યો માનવંતા સાહેબ એડવર્ડ સ્ટીઅર એલ. એલ. ડી. ની બનાવેલી સ્વાહીલી એક્સરસાઈઝ નામની ચોપડીમાંથી લીધેલાં છે, જેઓ મુખ્ય "કા" ઉપસર્ગનો ઉપયોગ બતાવેછે.

૧. અને બહાર જા (અને નીકળ). ૨. અને બહાર જાઓ (અને નીકળો). ૩. અને તેને બોલાવ (અને તેણીને બોલાવ). ૪. અને ઝાડ ખરીદ કર. ૫. અને (તે) ઝાડ ખરીદ કર. ૬. અને તે ઝાડ ખરીદ કર. ૭. અને તેઓને (ઝાડોને) ખરીદ કર. ૮. અને તેઓને હાંકી કહાડ (માનાર્થે "અને તેઓને હાંકી કહાડો"). ૯. અને તેને લેવાદો. ૧૦. અને તેને તે (ચાકુ) લેવાદો. ૧૧. જા અને તેને મદદ કર. ૧૨. તે પેહેલાં ચાલ્યો અને આવી પહોંચ્યો. ૧૩. તે વટાઈ ગયો અને પાછો વળ્યો. ૧૪. તેણે મને પૂછ્યું અને મેં તેને કહ્યું. ૧૫. (તું) સાંભળ અને મને જવાબ દે. ૧૬. (તમે) સાંભળો અને મને જવાબ દો. ૧૭. તમે જોયું અને ઝાડો દીઠાં. ૧૮. છોકરો પડી ગયો અને રડ્યો. ૧૯. તેઓ છાકટા થયા અને કજિયો કર્યો. ૨૦. તે ઊઠ્યો અને ગાયન કર્યું. ૨૧. તેણે તને પૂછ્યું અને તેં તેને કહ્યું (અથવા તેણીએ તને પૂછ્યું અને તેં તેણીને કહ્યું). ૨૨. પરદેશીઓ આવી પહોંચ્યા અને અમારૂં શેહેર બાળી નાખ્યું. ૨૩. તેણે પોતાના નવા જોડા પેહેર્યા અને તેઓએ (જોડાએ) તેને ઈજા દીધી. ૨૪. હું થાકી ગયો અને મારા પગ સૂજી આવ્યા. ૨૫. સરદારે પોતાના માણસોને બોલાવ્યા અને તેઓને કહ્યું (કે) "આ ધુરંડો માણસ જાદૂગર છે, તેને પકડો અને બાંધો" અને તેઓએ તેને બાંધ્યો. ૨૬. અને જે માણસો તેની ચોકી કરતા હતા તેઓ છાકટા થઈને સૂઈ ગયા અને મેં તેને છોડી મૂક્યો અને તે નાહાસી ગયો. ૨૭. પેલા માણસો જાગી ઉઠ્યા અને જે માણસ ભાગી ગયો (હતો) તેને શોધવા મંડ્યા, અને તેઓ મને રસ્તામાં મળ્યા અને ત્યારે મને પૂછ્યું "જે માણસને અમે બાંધ્યો (હતો) તેને તમે જોયો કે"? ૨૮. અને મેં તેઓને કહ્યું "કયો માણસ"? ૨૯. અને (ત્યારે) તેઓએ મને કહ્યું "પેલા જાદૂગર જેને અમે અહિ બાંધ્યો (હતો)."

### English Translation.

1. And go out. 2. And (ye) go out. 3. And call him (or her). 4. And buy a tree. 5. And buy the tree. 6. And buy that tree. 7. And

buy them (trees). 8. And drive them away. 9. And let him take. 10. And let him take it (knife). 11. Go and help him. 12. He went first and arrived. 13. He passed and he returned. 14. He asked me and I told him. 15. Hear and answer me. 16. (Ye) hear and answer me. 17. You looked and saw trees. 18. The boy fell down and cried. 19. They got drunk and quarrelled. 20. He got up and sang. 21. He asked you (*sing.*) and you (*sing.*) told him [or she asked you (*sing.*) and you (*sing.*) told her]. 22. The foreigners arrived and burnt our town. 23. He put on his new shoes and they hurt him. 24. I became tired and my feet swelled. 25. The chief called his men and said to them, "this old man is a wizard, hold him, and bind him," and they bound him. 26. And the men who guarded him got drunk and slept, and I unfastened him and he ran away. 27. Those men awoke and began to search for the man who ran away, and they saw (met) me in the road and asked me, "Did you (*sing.*) see the man whom we (had) bound?" 28. And I said to them, "what man?" 29. And they said to me "that wizard whom we (had) bound here."

---

# બોધપાઠ ૨૬ મો.

## "કી" ઉપસર્ગનો ઉપયોગ.

## The use of "Ki" prefix.

૧૧૧. ક્રિયાપદની પૂર્વે કી ઉપસર્ગ વાપરવાથી થતાં ઘણાં ખરાં સર્વે રૂપ સ્વાહીલીમાં વળી **સંશયાર્થક રૂપમાં** ગણાયછે અને તેના અર્થ જૂદે જૂદે પ્રસંગે જુદા જુદા થાયછે જે નીચેનાં દૃષ્ટાંતો ઉપરથી સારી પેઠે સમજાશે.

૧૧૨. કી ઉપસર્ગ હમેશાં કાળનાં ઉપસર્ગ તરીકે તથા કાળના ઉપસર્ગને ઠેકાણે આવેછે, એટલેકે ક્રિયાપદની પૂર્વે અને પુરૂષવાચ્ક ઉપસર્ગની પાછળ વપરાયછે; અને તેની સાથે જો કોઈ કર્મણિ ઉપસર્ગ આવે તો તેને કી ઉપસર્ગની તરતજ પાછળ વાપરવો.

જેમકે;—ઉકીનીપીગા નીટાકુપીગા { જો તું મને મારશે તો હું તને મારીશ.<br>If you (*sing.*) beat me, I shall beat you (*sing.*).

૧૧૩. ક્રિયાપદની પૂર્વે કી ઉપસર્ગ આવવાથી તેના જુદા જુદા અર્થ નીચેપ્રમાણે થાયછે;

(A) વારંવાર **વર્તમાનકૃદંત** જેવો અર્થ થાયછે; જેમકે;—

નાલીમઓના આકીઓગા મેં તેને "નહાતાં" જોયો I saw him "bathing."

નીટાફુરાહી નીકીકુઓના { હું તને "જોતાં (જોઈને)" ખુશી થઈશ.<br>Seeing you (*sing.*) I shall rejoice.

(B) વારંવાર વાક્યયોગી અવ્યય જો, અગર, તો (If) જેવો અર્થ થાયછે; જેમકે;—

અબદલા આકીજા મમ્બીએ { જો અબદલા આવે તો તેને કેહેજો.<br>If Abdullah come, tell him.

આકીસેમા કવેલી   જો તે સાચું કહે તો. If he tell the truth.

(C) વારેવાર ક્રિયાવિશેષણ જ્યારે, જેવામાં (When, while, &c.) ઇત્યાદિ જેવા અર્થ થાયછે ; જેમકે;—

અબદલા આકીજા મમ્બીઅે { 'જ્યારે' અબદલા આવે ત્યારે તેને કેહેજો
'When' Abdullah comes tell him.

આકીરૂડી નીટામઅોના { 'જ્યારે' તે પાછો આવશે ત્યારે હું તેને જોઇશ
'When' he comes back I shall see him.

(D) કોઈકોઈ વખત અે કી ઉપસર્ગના અર્થ કારણકે, લીધે, તેથી, જોકે, જેવો, ધારોકે ઇત્યાદિ (Because, since, though, suppose, as, &c.) જેવાપણ થાયછે; અથવા જે શબ્દોથી એક વાક્યનો બીજા વાક્યની સાથે સંબંધ સચવાઈ રહે તેવા સર્વે કોઈ શબ્દે કી ઉપસર્ગના અર્થ થઈ શકેછે; જેમકે;—

આકીવા મ્કુબ્વ સીવેઝી નેનો { તે મોટો માણસ છે "તેથી" હું કાંઈકરી શકતો નથી
"Since" he is a great man, I can do nothing.

આકીસેમાં કવેલી { "જોકે" તે સાચું કહે (તોપણ)
"Though" he tells the truth.

નીકીરૂડી આલીઅેગોપા { "જેવો" હું પાછો ગયો તેવોજ તે બીહીનો
"As" I went back he feared.

---

# અભ્યાસપાઠ ૨૮ મો.

## સ્વાહીલી, ગુજરાતી, તથા ઇંગ્રેજી વાક્યો.

## Swahili, Gujarati, & English Phrases.

| | | |
|---|---|---|
| મ્ટી ઉકીઅન્ગુકા | જો ઝાડ પડે (તો) | If the tree falls. |
| મ્ટી ઉકીઅન્ગુકા | જ્યારે ઝાડ પડે (ત્યારે) | When the tree falls. |
| મ્ટી ઉકીઅન્ગુકા | ધારો કે ઝાડ પડેછે | Suppose the tree falls. |
| મ્ટી ઉકીઅન્ગુકા | જોકે ઝાડ પડે (તોપણ) | Though the tree falls. |
| મ્ટી ઉકીઅન્ગુકા | જેવારે ઝાડ પડેછે (ત્યારે) | While the tree is falling. |
| મ્ટી ઉકીઅન્ગુકા [અન્ગુકા | કારણ કે ઝાડ પડેછે | Because the tree falls. |
| નાલીઉઓના મ્ટી ઉકી- | મેં (તે) ઝાડને પડતાં જોયું | I saw the tree falling. |
| નીકીરૂડી આટાઅેગોપા | જો હું પાછો જઇશ તો તે બીહશે [બીહીનો | He will fear if I go back. [afraid. |
| નીકીરૂડી આલીઅેગોપા | જેવો હું પાછો ગયો તેવોજ તે | As I went back he was |
| આકીઅેગા આલીઝામા | તે નહાતાં ડૂબી ગયો [પૂછજો | He sank while bathing. |
| મ્કીફીકા મુલીઝેની | તમો આવી પહોંચતાં તેને | Ask him on your arrival. |
| મ્કીફીકા મુલીઝેની મારા | તમો આવી પહોંચો કે તરતજ તેને પૂછજો | Ask him as soon as you arrive. |
| મ્કીફીકા મુલીઝેની | જ્યારે તમે આવી પહોંચો ત્યારે તેને પૂછજો [પૂછજો | Ask him when you arrive. |
| મ્કીફીકા મુલીઝેની | જો તમે આવી પહોંચો તો તેને | Ask him if you arrive. |

સૂચના:—એવી રીતે કી ઉપસર્ગના જુદા જુદા અર્થ થાયછે તે સર્વે બોલવાના પ્રસંગ ઉપરથી તરતજ વરતાઈ આવેછે.

# અભ્યાસપાઠ ૨૯ મો.

## સ્વાહીલી વાક્યો.

## Swahili Phrases.

૧. આકીલેટા કિટાબુ, નીટાવેઝા કુસોમા. ૨. આકીલેટા કિટાબુ નીનાચોકીજુઆ. ૩. નીકી સિકીઆ ઉકીનેના, નીટાકુજીબુ. ૪. આકીકુઊઆ, નીટાવાઊઆ વાટોટો વાકે વોટે. ૫. નીકીમસિકીઆ આકીઈટા, નીટારૂડી. ૬. નાવાઓના વાપગાઝી વાકીકિમ્બીઆ. ૭. ટુકીરૂડી, રૂડીની નીએ (નીની) ઓટે. ૮. કિબાન્ડા કીનાઅન્ગુકા, ટુકીટોકા ટુટાઓકોકા. ૯. આકીપીગા *મ્બીઓ, નીટામપીટા. ૧૦. કામા કિબાન્ડા કીહરીબીકા, જેન્ગા ચિન્ગીને (અથવા-કિબાન્ડા કીકીહરીબીકા, જેન્ગા ચિન્ગીને). ૧૧. આકીલેટા મ્કુકે, ટુટાઉવુન્જા. ૧૨. મ્પીશી આકીપીકા ચાકુલા ચેમા ટુટામસીફુ. ૧૩. મ્ઝુન્ગુ આલીમઓના આકીઝામા આકાકિમ્બીઆ. ૧૪. આકી ઈનુઆ મ્કોનો, કીસુ ચાલીઅન્ગુકા.

## ગુજરાતી તરજુમો.

૧. જો તે ચોપડી લાવશે તો હું વાંચી શકીશ. ૨. જો તે જે ચોપડી હું જાણુંછું તે લાવશે તો. ૩. જો હું તને બોલતાં સાંભળીશ તો તને જવાબ આપીશ. ૪. જો તે તને મારી નાખશે તો હું તેનાં સઘળાં છોકરાંને મારી નાખીશ. ૫. જો હું તેને બોલાવતાં (હાંક મારતાં) સાંભળીશ તો હું પાછો વળીશ. ૬. હું સફરી હમાલોને નાહાસી જતાં જોઉં છું. ૭. જ્યારે અમે પાછા વળીએ ત્યારે તમે સઘળા પાછા વળજો. ૮. ઝૂંપડું પડેછે, જો આપણે બહાર નીકળીએ તો બચશું. ૯. જોકે તે દોડેછે તોપણ હું તેને (તેનાથી) વટાઈ જઈશ. ૧૦. જો ઝૂંપડું પાયમાલ થઈ ગયું હોય તો બીજું બાંધો. ૧૧. જો તે ભાલો લાવશે તો અમે તે ભાંગીનાખશું. ૧૨. જો રસોઈઓ સારૂં ખાણું રાંધશે તો અમે તેને વખાણશું. ૧૩. સાહેબલોકે તેને ડુબતાં જોયો અને તે નાહાસી ગયો. ૧૪. જેવો તેણે હાથ ઉંચો કીધો તેવોજ ચાકુ પડ્યો.

ENGLISH TRANSLATION.

1. If he brings a book, I will be able to read (it). 2. If he brings the book which I know. 3. I shall answer you (*sing.*) if I (shall) hear you (*sing.*) speaking. 4. I shall kill all his children if he kills you (*sing.*). 5. I shall return if I (shall) hear him calling. 6. I see the caravan porters running away. 7. Return all of you when we return. 8. The hut is falling, we shall escape if we go out. 9. I shall pass him though he runs. 10. If the hut is destroyed, build another. 11. If he brings a spear we shall break it. 12. If the cook cooks good food we shall praise him. 13. The European saw him sinking and ran away. 14. As he lifted up (his) hand the knife fell.

---

*મ્બીઓ એ શબ્દના ઉચ્ચારમાં "મ" પ્રથમાક્ષર જરા નાકમાંથી ફક્ત અનુસ્વારની પેઠે બોલાયછે, અને સાંભળવામાં "અમ્બીઓ" જેવો ઉચ્ચાર જણાયછે.

# બોધપાઠ ૨૭ મો.

## સંકેતકાળ.

## Conditional Tenses.

૧૧૪. સંકેતકાળનાં સર્વે રૂપ સંશયાર્થકરૂપ (Subjunctive form) માં ગણાયછે. અને સાધારણ રીતે સ્વાહીલીમાં તેઓનો પ્રયોગ સંકેતાર્થ ભૂતકાળ તરીકે થાયછે: જેને ગુજરાતીમાં નિષ્પત્તિભૂત કરીને કહેછે. કારણ કે ક્રિયા બની ગઈ નહિ હોય તોપણ કેટલેક ઠેકાણે ભૂતરૂપ વપરાયછે. જેમકે:—

"જો કાંઈ બન્યું હત તો આમ થાત," "હું કરત," "હું ગયો હત," "મેં માર્યો હત," વિગેરે.

એવી રીતે સ્વાહીલીમાં સંકેતકાળ દર્શાવવા સારૂ ક્રિયાપદની પૂર્વે અને કાળના ઉપસર્ગને ઠેકાણે ન્ગાલી શબ્દ વપરાયછે. અને તેની પૂર્વે હમેશાં લાગુ પડતો પુરૂષવાચક કર્તરિ ઉપસર્ગ જેવી રીતે બીજા સર્વે કાળને લાગેછે. તેવીજ રીતે તેને પણ લાગેછે; જેમકે;—

| | | |
|---|---|---|
| મ્ટી ઉન્ગાલી અન્ગુકા | ઝાડ પડયું હત | The tree would have fallen. |
| મ્ટુમાં આન્ગાલીઓના | ગુલામે જોયું હત | The slave would have seen. |
| કીટુ કીન્ગાલી અન્ગુકા | ચીજ પડી હત | The thing would have fallen. |

૧૧૫. એવી રીતનાં સંકેતકાળનાં વાક્યોમાં ઘણું કરી પુરૂષવાચક ઉપસર્ગો ઉપર તથા જે મૂળ ક્રિયાપદ હોય તેના પ્રથમાક્ષર ઉપર જરા ભાર ( Emphasis) મૂકીને બોલાયછે. ; જેમકે:—

| | | |
|---|---|---|
| ની'ન્ગાલી અ'ન્ગુકા | હું પડયો હત | I should have fallen. |
| ઉ'ન્ગાલી અ'ન્ગુકા | તું પડયો હત | You (*sing.*) would have fallen. |
| આ'ન્ગાલી અ'ન્ગુકા | તે પડયો હત | He (or she) would have fallen. |
| ટુ'ન્ગાલી અ'ન્ગુકા | અમે પડયા હત | We should have fallen. |

એવી રીતનાં વાક્યો આવે ત્યારે વાંચનારે પૂરતા ધ્યાનથી તેઓના ઉચ્ચાર કરવા કારણ કે દરેક ઠેકાણે એકસેન્ટ મૂકીને ઉચ્ચાર કરી બતાવેલ નથી.

૧૧૬. સંયુક્ત વાક્યના પૂર્વ ભાગમાં તેમજ અપર ભાગમાં એ રૂપ વાપરી શકાયછે. પણ ત્યારે ગુજરાતીમાં જેમ વાક્યની પૂર્વે જો, અગર, તો, વિગેરે વાક્યયોગી આવેછે, તથા ઇંગ્રેજીમાં જેમ ઇફ્ (If) લાગેછે. તેમ સ્વાહીલીમાં વાક્યની પૂર્વે કામા (જો, અગર If) શબ્દ વપરાયછે; જેમકે;—

* કામા નીન્ગાલી કુઓના નીન્ગાલી કુપીગા=જો મેં તને જોયો હત તો હું તને મારત. If I had (should have) seen you (*sing.*) I should have beaten you (*sing.*)

---

* એ વાક્યનું પૃથક્કરણ નીચે પ્રમાણે સમજાવ્યાથી વાંચનારને દરેક શબ્દનો અર્થ તરતજ જણાઈ આવશે; અને તેઓને યાદ રાખવાથી વાક્યો ગોઠવવાનું કામ બહુ સેહેલું થઈ પડશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| કામા | જો, અગર | If. | કુ | તને | You (*sing.*) or thee. |
| ની | હું, મેં | I. | ની | હું, મેં | I. |
| ન્ગાલી | હત | should have | ન્ગાલીપીગા | માર્યો હત | should have beaten. |
| ન્ગાલીઓના | જોયો હત, જોયું હત. | should have seen. | કુ | તને | You (*sing.*) or thee. |

